બનામે ખુદા.

# સ્તોમી અષેમ

## યાને

# રાસ્તી એજ બહેસ્ત.




ફીરોઝગર.

# એ મીનીટ પ્લીઝ!

સર અવસરે પર-પરોણાઓ યા સગાં વહાલાંઓને ટ્રીટ કરવા કહાં જશો ?

## પેલા પ્રીનસેસ સ્ટ્રીટનાં પ્રખ્યાત કાફેમાં.

ટેક નોટ ☞

| જેમ્સ પીઅર્સ<br>ની<br>કુંપની. |
|---|

ટેલીફોન ૨૫૫૫૯૮

માંગો એવાં ઉંચા પીણાઓ, કલેજામાં થંડક પડે એવું ઉંચા એસંસથી મઘમઘતું આઇસક્રીમ, દીલ ખુશ કરનારૂં પુડીંગ ઉપ્રાંત માંગો એવી લહેજતદાર દીશીશો તમારી ખીદમતમાં હાજર.

બનામે ખુદા.

# સ્તોમી અષેમ
## યાને
# રાસ્તી એજ બહેશ્ત.

---

[illegible]

---

કીંમત રૂ. ૧).

---

સર્વ હક્ક કર્તાને સ્વાધીન.

---

અહુરા પ્રીંટીંગ પ્રેસ, મરીન સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
...ની કૉપીરાઈટ-સંગ્રહ

# સ્હેજ તકલીફ.

મારા મહેરબાનો,

આ કેતાબને મોટા દીબાચાની કશીજ જરૂર નથી. કચરા જેવા કાર્ડો પાછળ સર અવસરે પૈસાનો ફુઝુલ ધુમાડો કરવા કરતાં એવી એક નાનકડી કેતાબ મોકલનાર અને સ્વીકારનાર બન્નેને શોભા આપી ફુરસદના કલાકોમાં ઉચ્ચ કીસમનો વાંચણનો ઉમદા મઝાનો પુરો પાડશે એજ ઉમેદથીજ આ ચોપડી પ્રગટ કરવામાં આવી છે, અને જો તે તમોને પસંદ પડશે તો ઈનશાઅલ્લાહ, નઝદીકના ભવીષ્યમાં કંઈક નવીન વસ્તુ સાથે મારા કદરસનાશ મહેરબાનોની ખીદમતમાં હું ખડો થઈશ.

ઉતાવળને સબબે જો પુરૂફો તપાસતાં કોઈક ઠેકાણે ભુલો રહી જવા પામી હોય તો તે માટે ઉદાર દીલની નાખતી દેખાડવાની મહેરબાની ફરમાવશો, એવી અરજ સાથે,

દોઆગો સેવક,

પટેલ મેનશન
ગોવાળીયા તળાવ
તા૦ ૪-૯-૨૭.

ફીરોઝગર.

## ૪

# પાક સરોષ યઝદની સેતાયશ.

### ખ્યાલ.

આરાધ્યે સઉ સાથ મળી યઝદ સરોષ,
(અએ યાર) ખુબી ગાઉં શું તેની ભારી,
માગો જહાનને પનાહ દેનારા સરોષની યારી.

વીસારશો નહી જીગરથી હરગીઝ સરોષ,
(અએ યાર) અશોઇરાસ્તીનો સરોષ યઝદ સરદાર,
દેખાડનાર ઇનિશાનને આખીર દાવરની દરબાર.

દીન રયન જે કરે ચોકી આ જહાનની,
(અએ યાર) જહાનપર મ્હેર વરસાવનાર,
જરૂર આરાધજો તનો મનથી તમ
સફળ જોવા સૌ કાર.

## ગુઝલ.

સરોષ આરાધના સદા રાખશે તમને શાદ,
કરે રહેબરી દીન રચન રાખી આબાદ,
શીખાડી જહાનને દાદગર પર એતેકાદ.
(અએ યાર) કમર કસી થાઓ તઇયાર,
સરોષ પનાહ હર કારમાં માંગો અશો નરને નાર.
રવાનનો જે ખરો રફીક ને રહેબર.
(અએ યાર) સઉને લાયક દાદનો દેનાર,
અશો રવાનને બ્હેશ્ત તર્ફ ખુદ સરોષ દોરવનાર.
કુશ્તી વી'ટાળનાર હમદીનનો નેગેહબાન.
(અએ યાર) તેના આશીષ મેળવો આ વાર,
હરેક આફતમાં બોલાવજો તમ
સરોષ યઝદને દ્વાર.
જેને અરાધ્યો સરોષ થયો જહાનમાં નીહાલ,
(અએ યાર) ફતેહનું તે સમજો હથીયાર,
સરોષ યઝદની આરાધનામાં ખુશી પરવરદીગાર.

## ઝુલ.

કરો રોશન તેના નામનો ચેરાગ મકાન,
પછી સરોષ બાજ માંગો તેથી મુશકીલ આસાન,
કરે મોરાદો ફીરોઝગર, હાંસેલ યઝદાન,
(અએ યાર) બંદગીમાં છે સાર,
બંદગી કરશો સરોષ યઝદની ઉતરશો ફીનાર



૭

# પાક અવસ્તાના કેટલાક ગોહરો
# અને
# તે ઉપરથી ઉપજતા વીચારો.

---

અષેમ વોહુ વહીશ્તેમ અસ્તી,
ઉશ્તા અસ્તી, ઉશ્તા અહ્માઇ,
હ્યત અષાઇ, વહીશ્તાઇ અષેમ.

અશોઇ સઉથી સરસ નેઆમત છે જેમાંજ ખરૂં સુખ અને આબાદી છે. જે શખ્સ પોતે દાદાર અહુરમઝદને પોતાની રાસ્તી અને અશોઇથી ખુશ કરી બીજાંને રાસ્ત અને અશો થતાં શીખવે છે તે અશો મર્દ બાગે બહેશ્તમાં પોતાનું મકાન બનાવી લે છે.

વંઘહેઉશ દજદા મનંઘહો,
અ્યઓથનનામ અંઘહેઉશ મજદાઇ,
ક્ષથરેમચા અહુરાઇ આઇમિ,
ડ્રેગુબ્યો દદત વાસ્તારેમ.

(અહુનવર)

જે શખ્સ પામરોની પરવરેશ કરે છે અને તેઓના દુખ દફે કરવાની કોશેષ કરે છે, તે શખ્સ આ જહાનથી ગુઝરવા બાદ બહેશ્તની બક્ષેસ તે દાદારે હરદુજહાનથી પામે છે.

\+ + + +

અજ હર્વસ્તીન દુશ્મત, દુજુખ્ત, દુજીવરશ્ત મેમ પ ગેતી મનીદ, ઉઇમ ગોફ્ત, ઉઇમ કરદ ઉઇમ જસ્ત, ઉઇમિ બુન બુદ એસ્તેદ, અજ આન ગુનાહ મનશની ગવશની કુનશની, તની રવાની, ગેતી મીનોઆંની ઓખે અવાખ્શ પશેમાન, પસે ગવશ્ની પ પપેત હોમ.

(સરોષ બાજ)

તમામ ખરાબ વીચારો જે આ જહાનમાં મારા મનમાં માળો બાંધી બેઠા હોય, જે ખરાબ સુખનો મારાથી બોલાઇ ગયા હોય, જેબી ખરાબ શયતાનીયતના કામો મારાથી થયાં હોય તો એ તમામ કુવીચારો કુવચનો અને કુકર્મોને લગતા તમામ ગુનાહો થકી હું તોબેશ કરૂ છું અને તે દાદારથી માફીની ખાએશ રાખુ છું.

\+ + + +

અઇબીગઈરિયા દઇથે વીસ્પા હુમતાચા, હુખ્તાચા, હવરશતાચા, પઇતીચીરયા, દઇથે વીસ્પા દુશમતાચા, દુજુખ્તાચા દુજવરશતાચા.

(ખોરશેદની નીઆએશ)

તમામ નેક વીચારો નેક સુખનો, તથા નેક કામોને હું પસંદ કરૂ છું. તમામ બુરા વીચારો, બુરા સુખનો અને બુરાં કામોને હું ધીક્કારૂ છું.

હાયાઓ મે આતર્શ પુથ્ર અહુરહે મજદ:ઓ, યા મે અંધહુત અક્રસાઆં-ધહાઓ, નુરેમ્ચ, યવ એચ તાહ્તે, વહીશ્તેમ, અહુમ અષઓનાંમ, રઓચંધહેમ, વીસ્પો ખાથ્રેમ, જજે બુયે વંધહાઉચ મીજદે, વંધહાઉચ સ્રવહી, ઉરૂનએચ દરેઘે હવંધહે.

(આતષ નીઆએશ)

ઓ અશો અહુરમઝદના પવીત્ર પુત્ર આતષ, તું મને નેક રાહે દોરવ અને મારી બુદ્ધી નીર્મળ બનાવ કે જેથી હું હંમેશ નેકીના કામો કરૂં, તે પાક અહુરાની સેતાયશમાં દીનરયન મશગુલ રહું તથા મારા જાનને નીતીની રોશની દેખાડું કે જેથી આ ફાની જહાનથી કુચ કરતાં મને બાગે બહીશ્તમાં જગ્યા મળે.



૧૩૦૪૨



# આવાં અરદવી સુરની નીઆએશ ઉપરથી ઉપજતા વીચારો.

(ખ્યાલ.)

આરાધો બ્હેનો ભાઈઓ જીગરથી
આવાં અરદવીસુર,
ગણાઈ જે બેટી દાદાર પાકની
નેક ખસલતથી પુર.
અગર ચાહો કે દાદાર દરબારે
બંદગી થાય મંજુર
નીઆએશ સીતાયશ કરો તેની જે
અશોઈથી ભરપુર.
સ્વચ્છ જીગરથી નીર્મળ મનથી
બંદગી કરો તમ યાર,

આવાં યઝદની આરાધનામાં
ખુશી પરવરદીગાર.

ખરે ઇજો તમ અશો અરદવી,
જહાન કરે આબાદ,

હાડમંદ દુનીઆના લોકને આવાં
કરે છે હરદમ શાદ.

માલ મીલકતનો કરે વધારો
દુખો દફે કરનાર,

દેવો દરૂજો મારી હઠાવે
મુરાદોને દેનાર.

બાનુઓનું જે કરે છે રક્ષણ
રહી અશોને સાફ,

આરાધનારના ઉદાર દીલથી
કરે ગુનાહો માફ.

વીશાળ દીલની રહી દીએ છે,<br>
દુનીયાને ખયરાત,<br>
પ્યાસો કદી નવ પાછો ફરે<br>
પછી હોય દીવસ કે રાત.<br>
કરો તેની તમ સ્તુતી ખરે જે<br>
ભલાઈનો ભંડાર,<br>
આવાં આરાધો શીરોઝગર<br>
કે ઉતારે પેલે પાર



# યકસદ-એ-યક-ઇસમ
# ખાવીંદે ખલકતના ૧૦૧ મોબારક નામો અને તેનો બયતબાજીમાં તરજુમો.

---

૧. યજદ. ૨. હરવેસ્પ-તવાંન.
સેતાયશને લાયક એ જહાંનદારે જહાન,
શું શકિતને ભકિતની ગાઉં વખાણ.

૩. હરવેસ્પ-આગાહ. ૪. હરવેસ્પ-ખુદા.
તુંહી સર્વ જ્ઞાની, બંદો ખાક છે,
તુંહી સીર્ફ તુંહી શ્રેષ્ઠ અને પાક છે.

૫. અબદહુ. ૬. અબી અંજામ.
શરૂઆત વગરનો જણાયો છે તું,
છેડા વગરનોજ ગણાયો છે તું.

૭. બુને-સ્તીહ. ૮. ફ્રાખ્તન-તેહ.

રચી તેં જગત તુંહી મુબારક મુળ,
રહયો એ કીનાર તુંહી દુનીયામાં કુલ.

૯. જમગ. ૧૦. પરજતરહ.

હરેક કારમાં તુંહી આળા સબબ,
બુલંદ તુંહી છે, તેં કીધાં છે અજબ.

૧૧. તુમ-અફીક. ૧૨. અબરવંદ.

ખાલેસમાં બી ખાલેસ કહું તો છે તું,
જહાનથી અલગબી જોઉં તો રબ તું.

૧૩. પરવંદા. ૧૪. અન-અઇયાફ્રહ.

તું દોસ્તીનો રાખનાર તું યારી દેનાર,
તુને કોઈ ન પામી શકે જીનહાર

૧૫. હમ-અઈયાફ્રહ. ૧૬. આદરો.

જહાનને તું ઓળખે રજેરજમાં,
તું સાચ્ચાંનો સરદાર ગજેગજમાં.

૧૭. ગીરા. ૧૮. અ-ચેમ.
સપોવનાર જહાનને તું સાહેબ અદલ,
સબબ તું વગરનો ન તારી અજલ.

૧૯. ચમના ૨૦. સફના.
સબબનો સબબ તું આલમનો ખુદા,
તુંહી વૃદ્ધી કરનાર ન રાખનાર જુદા.

૨૧. અફ્જા. ૨૨. નાશા.
તુંહી જીઆદતીને પસંદગી દેનાર,
સુની અર્જ દુનીયાની દોઆ લેનાર.

૨૩. પરવરા. ૨૪. ઇયાનહુ.
તુંહી સઉને પાલનાર નામી ખરો,
જેહાનનો તું પાસબાન હામી ખરો.

૨૫. આઇન-આએનહુ. ૨૬. અન-અઇનહુ
તુંહી વર્ગ વગરનો તુંહી તે તુંહી,
આકાર તારો કહેવો એ ખાલી છે ધુંઈ.

**૨૭. ફ્રોશીદ-તુમ. ૨૮. મીનો-તુમ.**

તું ચોક્કસમાં ચોકકસ, હરેક કારમાં,
રહયો તુંહી અનદીઠ અનેક તારમાં.

**૨૯. વાસ્ના. ૩૦. હરવસ્તુમ.**

તુંહી સર્વ વ્યાપક શું આફ્રીન ગાઉં,
તમામમાં તમામ તું, હું કેમ ઓળખાઉ.

**૩૧. હુ-સેપાસ. ૩૨. હર-હમીદ.**

શુક્ર કરવા લાયક ગણું તોબી તું,
ભલામાં ભલો હું ભાણું તોબી તું.

**૩૩. હર-નેક-ફરેહ. ૩૪. બેશ-તરના.**

રોશનીને ખોરેહનો માલીકબી તું,
દફે દુખો કરનાર ખાલીકબી તું.

**૩૫. તરોનીસ. ૩૬. અન-અઓશક.**

ગણું જો હું ગાલેબતો સીવા તું કોણ!
અગર જો હોય અમર્ગ તો સીવા તું કોણ.

૩૭. ફત્તાહ. ૩૮. યા-અલીમો.

મુરાદોનો દેનાર તું શાહોનો શાહ,
તું નીતીનો શીખવનાર દેજે પનાહ.

૩૯. ખ્વાફેઝ. ૪૦. અફખશીઆએઆ.
તું ઈનસાફમાં જહાનનેબી હયરત કરનાર,
તું આલમપે મહેરબાનીનો બક્ષનાર.

૪૧. અબરજા. ૪૨. અ-સતોહ.
તું છુટા હાથે મહેરનો નવાજનાર,
કદમ તુંહી સામે ન કોઈ ભરનાર.

૪૩. રખોહ. ૪૪. વરૂન.
તુંહી છે સ્વતંત્ર કુલ તાબે તું જહાન,
ખરાબીની સામે તું છે પાસબાન.

૪૫. અ-ફરેફ્ત. ૪૬. બે-ફરેફ્ત.
ન ઠગનાર તું કોઈને જે આવે દરબાર,
ઠગાનાર તું કોઈથી ન પરવરદીગાર.

૪૭. અ-દુઈ. ૪૮. કાંમે-રદ.
તુંહી એક વચની 'દુઇ'માં ન તું,
તું મુરાદનો સાહેબ 'હુંઇ'માં ન તું.

૪૯. ફરમાન-કાંમ. ૫૦. આએબ-તન.
જે માંગે તેને કાજ મુરાદ હુકમ,
ન શરીક કોઈ તારો ન કોઈ વાતે કમ.

૫૧. અ-ફરેમોશ. ૫૨. હમારના.
ન ભુલી જનાર જેને કીધોબી યાદ,
હીસાબ તારે તારમાં ન કરનાર નાશાદ.

૫૩. સનાએઆ. ૫૪. અ-તર્શ.
કદરને તું લાયક ઓ શહેનશાહે જહાન.
વગર બીહીકનો, તારૂં આલમપે ધ્યાન.

૫૫, અ-બીશ, ૫૬, અફ્રાજદુમ.
ન દુખ તુને કોઇ વાતે રબ મહેરબાન,
શું તારી બુળંદીનું કરૂં હું બ્યાન.

૫૭. હુમ-ચુન. ૫૮ મીનો-સ્તીહુ-ગર.
તું હુમેશ એક સરખો ન કંઈ ફેરફાર,
તુ અનદીઠ રીતે જહાન પેદા કરનાર.

૫૯. અ-મીનો-ગર. ૬૦. મીનો-નહુમ.
તું મીનોઈનો પીતાશ્રી સરજનહાર,
તું છુપાએલો મીનોઈ રહી, વીન આકાર.

૬૧. આદર-બાદ-ગર. ૬૨. આદર-નમ-ગર
તું આતષને હવામાં ફેરવી શકે,
તું આતષને પાણીમાં મેળવી શકે.

૬૩. બાદ-આદર-ગર. ૬૪. બાદ-નમ-ગર.
તું હવાને આતષમાં મેલીબી દે,
તું હવાને પાણીમાં ભેલીબી દે.

૬૫. બાદ -ગેલ-ગર. ૬૬. બાદ-ગેરદ-તુમ.
તું હવાને ખાકનુંબી આપીદે રૂપ,
તું હવાની બનાવે ગેરદને ધુપ.

૬૭. આદર-કીઅરીત-તુમ.
૬૮. બાદ-ગર-જાએ.

તું આતષને જવાહીર કરે જો ચાહે,
તું પવનની દરેક સ્થળ આપનાર સહાય.

૬૯. આબ-તુમ. ૭૦. ગેલ-આદર-ગર.

તું દરીયાવનો દરીયાવ પેદા કરનાર,
તું ખાકને આતશમાંથી બદલનાર.

૭૧. ગેલ-વાદ-ગર. ૭૨. ગેલ-નમ-ગર.

તું ખાકને હવામાંથી મસલનાર,
તું ખાકને પાણીમાંથી પીગળાવનાર.

૭૩. ગર-ગર. ૭૪. ગર-આ-ગર

તું સરખો કોણ કારીગર જહાનમાં થનાર,
તું મુરાદનો દેનારથી એકલો હુશ્યાર.

૭૫. ગર-આ-ગર. ૭૬. ગર-આ-ગર-ગર.

તું ઇનશાનની અક્લેસથી શણગારનાર જહાન,
કુલ પેદાયશનો પેદા કરનાર તું માહાન.

૭૭. અ-ગર-આ-ગર.
૭૮. અ-ગર-આ-ગર-ગર.
ખલકને ફલકનો તું પીતા મહેરબાન,
શમ્સો કમર તુંજની ઓલાદ યઝદાન.

૭૯. અ-ગુમાન. ૮૦. અ-જમાન
વગર વ્હેમનો તારૂં, દરીયાવ દેલ,
જમાના વગરનો તું આકેલ ફાઝેલ.

૮૧. અ-ખુઆંન. ૮૨. આમશ્ત.
વગર ઉંધનો કર તું મુશકીલ આસાન,
તું હુશ્યાર થઈ લાચારનો રહે નેગેહબાન.

૮૩. ફ્રેશુતના. ૮૪. પદમાની.
તું દીન રચન પાસબાની જગની કરે,
તું મીજાઝને કાબુમાં રાખી ફરે.

૮૫. ફીરોજગર. ૮૬. ખુદાવંદ
તું ફતેહમંદ સાહેબે દુનીયા તમામ,
તું સૃષ્ટીનો બાદશાહ હરેક રજ તું નામ.

૮૭. અહુર-મજદ.

૮૮. અબરીન-કોહુન-તવાંન.

તું માહાજ્ઞાની, ખુદીને તોડનાર તબર,
પેદાયશની અસલીયાત રાખનાર જબર.

૮૯. અબરીન-નો-તવાંન. ૯૦. વસ્પાંન.

પેદાયશને નવાઇમાં ફેરવનાર તું,
કુલ પેદાયશને પહોંચી વળનાર તું.

૯૧. વસ્પાર. ૯૨. ખાવર.

તું હાતમ દીલે સઉનું માંગું દેનાર,
ન કોઇ વાતે કોઇનું તું આપી લેનાર.

૯૩. અહુ. ૯૪. અવખ્શીદાર.

તું હસ્તીનો સાહેબ, કેમ માન્યે આભાર,
તું માફીનો દેનાર હું તુજપે નિસાર.

૯૫. દાદાર. ૯૬. રયોમંદ.

તું ઇનશાફનો દુનીયામાં લાવનાર રહેબર,
તું ઝલકાટથી ભરપુર, તું સઉથી બહેતર.

૯૭. ખોરેહોમંદ. ૯૮. દાવર.

તું ખોરેહુથી જગતને રોશન કરનાર,
તું ઈનસાફનો સાચ્ચો અર્થ શીખવનાર.

૯૯. કેરફેગર. ૧૦૦. બોખ્તાર.

તું સવાબનો સાહેબ અમારો આધાર,
શું તારી પેદાયશનો પામ્યેબી સાર.

૧૦૧. ફ્રશ-ગર.

તું આબાદી બક્ષનાર ખરો દાદગર,
ધરે સર ચરણોમાં ફીરોઝગર.



# "રસ્તાખીઝ નાટક."

## કીર્તન રૂપે.

[ શીરીન ઝબાનમાં લખાએલું સેવકના "રસ્તાખીઝ" નાટકનું આ દીલખુશ કીર્તન ઘણાક ખાનગી મેળાવડાઓમાં રજુ કરવામાં આવ્યું હતું અને તે છપાવવાની ફરીને ફરી માંગણી થવાથી આ નાનકડી કેતાબમાં તેનો સમાવેશ કરવામાં આવ્યો છે. ]

જહાનનાં જહાંનદાર સુની લે કલામ,
કબુલી હમો નાચીઝોની સલામ.
નઝકર કર તું એકવાર આ ઇરાન પર,
ફલકને ખલકના ઓ યાર દાદગર.
ઝુકે સર તુજના સુખન પર સદા,
એબાદત તુજનીમાં હરદમ ખદા.

ાક સમ દીપાવજે તું જરથોસ્તી દીન
ા નાશ કરજે તું દોજખની બીણુ,
ારીને ઝરથોસ્તીઓને તું પાર,
ચારી પામરને પરવરદીગાર.
ી અર્જ કરતો નરંજીદ હરગીઝ
ાઝગર ઉતારજે તું રબ રસ્તાબીઝ.
. સેજદો અરદીબહેશ્તને એ મીશાલ,
ા ત્યાંથી વીદાય કયાનીઓ હાલ.
જો કરૂં છું શરૂં દાસ્તાન,
ર કર તું ચોકસાઈથી લગાડી ધ્યાન.
ાશીર દારાબ માદરની સાથ,
ળ્યો મકાનથી ભીડી આજ બાથ.
ાન ગાહમાં આવ્યો સેતાયષને કાજ,
.દ ચાહી દાદાર પાક પાસ આજ.
ી સેજદો પાછો ફરીશ” એમ કહી,
ળ્યો સીતાબ ત્યાંથી દોઆઓ લઈ.

ઉંબર પર હજીતો ન પડ્યાં કદમ,
ગુંગળાવાને લાગ્યો મુસાફીરનો દમ.
હતી ત્યાંબી હાજર માદર પાસ,
બની ગઈ બેકળ તે ખુદાસનાશ.
કહેવા લાગી "ઓ મારાં નુરે ચશમ,
રડે માદર દોગદો જોઈ દમ બે દમ.
ખુલાશાથી બોલ મારાં લખ્તે જીગર,
તું શા વાસ્તે બન્યો છે કહે બેસબર".
જવાબ દીધો દારાબે દોગદોને એમ,
"રડું દુઃખ દીલનું હું માદર કહે કેમ?.
ઘડી ભર નથી મુજને સબ્ર કે ચયન,
ફીકર છે ઇરાનની મને દીન રયન.
કહાં એકવારનું તે પ્યારૂં ઇરાન,
આજે જો પડયું છે થઈ બીયાબાન.
અર્જ લે સુની દાવરે હરદુ જહાન,
ઇચ્છું કરજે ઇરાનની મુશકીલ આસાન".

"ન ગમગીન તુ" રહે કહેવા લાગી માદર,
"પીસર પ્યારા રાખતું ખુદા પે સબર.
ખુરશીદબી ઈરાનનો ચમકશે ફરી,
નવી રોશની ત્યાંબી ઝમકશે ફરી.
ખુશીનું સદા વાગે ઝરરીન નેગાર,
ખુશીનો સદા થઇ રહે સાચો ઉદગાર.
ઈરાન સરઝમીનપે રબ આશીષ ઉતાર,
દોઆ કર તું આમીન અએ કીરદેગાર".
સુની લફ્ઝો માદરના દારાબ આંવાર,
નીકળ્યો રજા લઈને માદર પાસ ત્યાર.
દોઆઓ કરોડોબી દોગદોએ દઈ,
વળાવાને દરવાજા સુધી તે ગઇ.
તે દેખાવનો કરવાને લાયક ચીતાર,
કલમ છે આ કમજોર શું કાઢે ઉદગાર.
લઈ હાથમાં લાકડી ને મુશકીલ આસાન,
નીકળ્યો મુસાફીર મદાયન મીઆન.

વીસામો લીધો ત્યાં ઘડી ભર લોભાઇ,
ખુદાવંદે પાકની સીફ્ત તેને ગાઇ.
જોયું જયાર મદાયનમી ઉજ્જડ વીરાન,
ખોહી તેને સુધ્ધીને બુધ્ધી ને શાન.
થઈ આમદ એટલામાં બહમનની ત્યાં,
જેને હાથ લંબાવ્યા રબ પાસ જયાં.
"મુસાફીરના વાલીદ ઓ પરવરદીગર,
તુંહી આવજે વાહારે, મદાયન લાચાર".
સીફ્ત ગાઈ જવાને નીકળ્યો બ્હાર,
લગાડયું દારાબપે તેને ધ્યાન લગાર.
દોઆ દઇને પુછયો જીગરથી સવાલ,
"અરે ભાઈ તું કોણ છે, કહે તારો હાલ!.
દીવસે બતાવી છે પીઠ રાત કાજ,
તું પાછો ફર મકાને ના થા નારાજ".
દીધી કંઇક શીખો ન કીધી દરકાર,
ઉભો કોલપર તે ખડો ઉસ્તવાર.

કહ્યું તેને "આબેદ હું હયરાન છું,
મદાયન જોઇ આજ પરેશાન છું.
નીકળ્યો હું પડતીની કરવા તપાસ,
ન ફરીશ હું પાછો જો પામીશ ન આસ".
સુખન સમજી બહુમને કહ્યું મીઆન,
"શાહોએ કીધું છે પામાળ ઇરાન.
કુલી જઇને દેખાડયું ખુદ જયાર ગુમાન,
દુબી કીશતી ઇરાની શાહોની માન.
હરેક રીતની મસ્તી ત્યાં જામી હતી,
હરેક ઝુપમાં શાદમાની હતી.
ન કોઇ વાતની ધુળધાણી હતી,
કુલ કુદરત ઇરાનપે દીવાની હતી.
પણ બદલાયો પાસો જયાં ઇમાનનો,
ઝમાનો તુટી પડયો ગુમાનનો,
સીતારો ચમકયો પરેશાનનો,
બદબખ્તી લાયો દીન ઇરાનનો".

અનેક દઈ દોઆઓ તેને ત્યાર બાદ,
કીધો ચંદ સુખનની નવાજેશથી શાદ.
"રબા પાસ કરવા એબાદત તું જાગ.
તંદરોસ્તીને રાસ્તી ને રહેમદીલી માંગ.
બુઝોર્ગોની સોહબતપે આપજે તું ધ્યાન
નેકીની ખુશબો સમ ખોરાક ન જાણ.
પરેજગારની મોલાકાત મોટું છે સુખ.
ન હરગીઝથી પહોંચશે એથી તુને દુખ.
ગુનાહોની ગથરીને કરજે તું કમ
ન કોઇવાતનો દીલમાં તું રાખતો કંઈ ગમ.
સદા જંદ અવસ્તામાં રહેજે મશગુલ
ઉદાર દીલથી દરગુજર કરજે તું ભુલ".
સુની આબેદ બહમનના સુંદર કલામ
નીકલ્યો મુસાફીર કરીને સલામ.
મદાયનને મયદાન ઉતારવાને થાટ.
ઝમીન પર તે બેઠો બી ચુમવાને ખાટ

સીસો કાઢી આબનો ને છીનવીબી પ્યાસ,
બબડયોબી મનથી ધરી ગ્લાસ પાસ.
"અએ મુસાફીરની જીંદગીને આરામ આબ,
પીને પ્યાસ છીનવું જવાને સીતાબ.
ઉમીદ તુજના કટરામાં જોઈ હું રહુચોછ,
તું આબાનની બરકતપે સુદ્ધ ખોઈ રહુચોછ.
વમળમાં છે કીશતી અહીં તોફાન છે,
તુંહી પાસ તો મુશકેલ આસાન છે".
ઇરાની સીસામાંથી પીનેબી આબ,
થયો લીન ઘડીભરબી ત્યાં ખુશ ખાબ.
દીઠી તેને માદર ખુદ નઝરની પાસ,
દેતીતી દોઆઓ જે પીસરને ખાસ.
ઉઠયો ચમકી ખાબથી થઇને બીદાર,
ચશમ ફેરવી ચોમેર નીરાશ થઈ આવાર.
ફાનુસ હાથ પકડીને લાકડીની સાથ,
જોયું તો ત્યાં જંગલ લાગ્યું છે હાથ.

વીલાપ કીધો મનથી તેણે બેશુમાર,
ને વીખેર્યાં મોતી ચશમથી અપાર.
"ખડી કેમ દીવાળો ઉભી રહી છે જો,
મહેરાબો તુટેલા ખડા અહીં છે જો.
અરે શું આ હાલત ઈરાનની,
ફરી છે નઝર અહીંથી યઝદાનની.
ઉઠાવી છે રંજ કરવા મંજલ સફલ,
કરશ જંગ જો નડશે મને ગર અજલ.
બીયાબાન જંગલ અને ખાક છે,
એથી તો કહે પત્થરોબી પાક છે.
જોઈ શાહી અદાલત હું ભુલ્યો કદમ,
મુસાફીર ગુમરાહ રડે દમ બે દમ,
સાસાનીઓનું તું બખ્તાવર શહેર.
ઈરાનીઓનું તું ઇનશાફી ઘેર.
અરે ત્યાં હું જોઉં છ શું, આ કેવું અંધેર!,
નઝર નુર ખોહી રહીછે, આવે છે ફેર,

જમાનો જો રૂઠયો છે ઈરાન પર,
પડતી સવાર થઈ છે જો સરબસર.
લુટાયો છે ગુલશને ઈરાન ખરે,
મહાયન થયું છ આજે વીરાન ખરે".
કરી મનથી રૂડન બોલ્યોબી ખ્યાલ,
પડયો ખાબમાં બાદ જોવાને હાલ.
દેખાઈ દોખતરે ખુશરો બાગે ઈરાન,
રૂડન કરવા લાગી સુનો દઇ કાન.
'અરે મારાં વ્હાલાં વતન તું ઈરાન,
વીલાપ શું કરૂં કહે વબાલમાં છે જાન.
અરે કહાં તું એકવારનું રંગીલું શાહેર,
રૂઠયો કેમ તું જપે તે કુદરતનો કહેર.
તું રોનકમાં અવવલ ગણાતું હતું,
તું હુન્નરમાં જળથળ પંકાતું હતું.
તું ઇનસાફમાં શાહી કહેવાતું હતું;
તું દુનીયાને રોશની દેખાડતું હતું.

અરે ડંકો વાગતો તો તારો ચોમેર,
શું અદના શું આળા બસ ચુમતાતા પચેર.
તું નેકીની તશવીર તું નીતીની ખાણ,
તું દોલતનો ભંડાર તું ચશમે ઇમાન
ગુઝર પામી તારી તે કીર્તી ઇરાન,
ફના થઈ છે તારી તે રોનક ઇરાન.
અરે તું બીચાબાન બન્યુંછ ઇરાન,
રડું શું તુંજ તુરબતપે વ્હાલાં ઇરાન."
દીલગીર જોઇ બેટીને આવ્યો પીદર,
કરવા બંદગી પડયો તે ખુદ પચર પર.
"તુફાનમાં છે કીશતી અરે દાદગર,
અરે જો મુજ ઈરાનને ગેલવાદગર.
કરી રહી છે બદબખ્તી ઈરાને રાજ,
આજે ખાક રોળાયુંછ ખુશરો તુજ તાજ.
અરે શાહોના શાહ ઓ માલીકે જહાન,
તું આબાદ કર મારૂં શાહી ઈરાન".

સુની ખોશરો શેરદીલને, દારાયશ શાહ
થયો દીલથી રંજીદ કરીને નેગાહ
"ઝમાનાની ગીરદેશ પામી ઝફર
કીધું પામાળ ઈરાન કરીને સફર.
હતા શાહી મહેલો ત્યાં તુટી દીવાર,
થયો અસ્પ અંતે શયતાનનો સવાર.
ડુબાડયું ખોઆરીમાં વ્હાલું ઈરાન,
લુંટી હોશ દરાયશનો સુદ્ધીને શાન."
રૂડન દારાયશનું સમજ્યું બી જયાર,
દેખાવ દીધો સાયરસે દીલગીર લગાર.
"ખરૂ છે દરાયસ એો ઈરાનના શાહ,
કરૂં છ જ્યારે વ્હાલાં ઈરાનપે નેગાહ,
દરદ સર સવાર થઈ સતાવે છે આજ,
ઈરાનની મને યાદ દેવાડવા કાજ.
અરે ઓ તમો મારા શાહી ગોલામ,
પીવાડતા તમ ઈરાનના સાયરસને જામ,

મુકી પયર ખુદ સર પોકારતાતા નામ,
શરમથી ધરૂજો જોઈ ઇરાન અંજામ.
કોણની પાદશાહી ને કોણનો દમામ,
બધું ખાક પડયું શું આવ્યું તે કામ.
રૂઠયો કહેર જુઓને ઇરાન સરઝમીન,
બની કેમ આખીર સીતમ દુખમાં લીન."
નોશીરવાનની આમદ થઇ બાદ ત્યાર,
જેને પણ ખાલી કીધો દીલનો કંઇ ભાર.
'ઓ ખલકતે ખાલીક ઓ શહેરીયારે જહાન,
ઓ દીનો ઇમાનના તું રબ મહેરબાન.
બચાવ હમ વતન વહાલા ઇરાનને,
કરે શાહો અર્જ આજે યઝદાનને.
ખુશી બક્ષ રબા તું ઇરાન સરઝમીન,
સુધાર રબ વ્હાલાં ઇરાનનો તું દીન.
રયન દીન બસ એજ અર્જ કરે કયાની કોમ,
તું જાળવજે પરવર જરથોસ્તી જોમ."

શીરીનબાનું આવી ઉભી ત્યાર બાદ,
મદાયનની પડતી જોઇ બની નાશાદ.
"મદાયન એ સાસાનીયનોના મકાન,
અદાલતે હાતમ શાહ નોશીરવાન.
ફના જોતાં તું જને છે શીરીન લાચાર,
ગજબ જો થયો છે એ પરવરદીગાર.
કહાં તારો શાહી દમામ એ ઇરાન,
કોણે કહે વીચાર્યું તું થશે વીરાન.
બન્યા લાઇલાજ સઉ બસ કુદરતની પાસ,
હવો રાખો શહેરીઓ રબપે વીશ્વાસ.
ગમીને ખુશીમાં ફેરવજે યા રબ,
ખુશાલીમાં ઇરાન વીંટાલજે યા રબ.
ઇરાન શહેનશાહતની જાળવજે તું નોક,
જરૂર કરજે દુર રબ હમારો આ શોક".
ગુંઠણપર પડીને નમાવીને સર,
ખુદાયાની દરગાહપે કીધી નજર.

જોડાયાળી શાહો શીરીનબાનું સાથ,
આરાધનામાં લંબાવ્યા સઉ કોઇએ હાથ.
"મોકળ પાક સરોષને દુર કર અંધકાર,
સુની અર્જ શાહોની પરવરદીગાર."
બક્ષી તેમની ખાએશ તે દાદારે આજ,
મોકલ્યો સરોષને મદાયનને કાજ.
સરોષ પાકના જેવાં જોયાં દીદાર,
ખુશાલી તેઓની જણાઇ બેકીનાર.
દોઆ દઈને શાહોને આવતાંની સાથ,
આશીષનો લંબાવ્યોબી તેઓએ હાથ.
સમજાવીને કહયુંબી ખુદાઇ ફરમાન,
"તમારી ગુમાનીએ તોડયું ઈરાન.
બની અયશને વશ્ર ડુબાડી ખુદ દીન,
વટલાવીને નાહક ઈરાન સરઝમીન.
છે કહાં કુશતી તમની કરો આજ યાદ,
સરોષને આરાધીને થાઓ આબાદ.

સબબ કુશતી પયગામબરીની નીશાન,
જે લાવ્યો સરોષ પાક દાદારથી જાણુ.
જેને આજ વીંટાલી છે કુશતી કમર,
બન્ને જહાનમાં તે થયો છે અમર.
હુમતને હુખ્તને હુવરશ્ત આજ,
ભણો દીલથી લેશે તે દાદાર દાજ.
નમાવોબી સેજદામાં આજે તમ સર,
કરી યાદ પરવરને પયગામબર.
ભણીને સરોષ બાજ જાવેંદાં જહાન,
માંગજો મુજથી હરદમ મુશકીલ આસાન."
આપી ખુશ પેગામ ને થયો ગયબ સરોષ,
બક્ષી શાહોને તેમની ઉમીદ ને હોંશ.
જોયા જયારે સરોષને દારાબે દવાર,
"પનાહ તારી સરોષ"નો કીધો પુકાર.
ખુશાલીથી બોલ્યો સરોષનોજ ખ્યાલ,
કીધું દેલ ખુશનુદ થયો ખુશ-ખુશાલ.

સીધાર્યો મુલાકાતે માદરને ત્યાં,
વધાવી લીધો આવતાં માદરે જયાં.
સરોષ મલ્યા ખાબમાં ઓ માદર પ્યારી,
કીધી સર્વે મુરાદો સફળ મારી".
દોઆ દઇને દોગદોએ મુકયો બસ પ્રાણ,
ખુશાલીમાં આવેલો જોઇ અંજામ.
જે વાંચી વંચાવે આ કીસ્સે ઇરાન,
બુદ્ધી તેની નીર્મળ થાય ફીરોઝગર જાણ.



# ઇરાન વઍેઝને આખેરી સલામ વખતનું કીર્તન.

---

ધરી નામ ઝબાંપે જહાનદારે જહાન,
રજુ હું કરૂ છું તે કીસ્સે ઇરાન.
જેથી થઇ છે મશાહુર નોશીરવાન ઓલાદ,
જેનાજ પુન પ્રતાપથી છે કોમ આજ આબાદ.
યઝદેઝર્દનું જયાર રોળાયું તાજ,
ને આરબાઓએ લુંટી લીધુંબી રાજ,
થયા ચંદ કયાનીઓ કીશતી સવાર,
લઇ પાક આતષને સાથે તે વાર.
કરી શેજદો આતષના કેબલાને ઝટ,
ચુમી ખાક ઇરાનની ચઢાવ્યા સઢ.
કીધી બંદગી ને ઉચાર્યા કલામ.
કરી ટાપુ હોરમજદને છેલ્લી સલામ.

હુતો ત્યાંબી હાજર એક મુબેદ ખાસ,
ફેલાવવાને લફ્ઝોની સુગંધ ચોપાસ.
કીધા ઉંચ હાથો નમાવીને સર,
"અરે જો હુમો પર ઓ ગોલવાદગર".
ખેરવીને આંખ્યોથી મોતી અપાર,
દોઆ ચાહી દીલથી તે દાદાર દરબાર.
શરૂ કીધી માહેતમ ખુદ ઇરાન કાજ,
"હુમારાં વતનની રખા ધરજે દાજ".
ઈરાન બ્હાલાં ઇરાન ઓ માદર વતન,
જળે તું જુદાઈ કાજ આ ખાકી બદન.
નયાગાનોની તું બુળંદ સરઝમીન,
જરાથોસ્તની તું ભુમી બ્હેતરીન..
થઇ જેની પાક દીનથી રોશન જહાન,
કર્યે યાદ તેના હુઝારો અહેસાન.

ઉતાર તારા આશીષ એ યઝદાન,
હવે તારે આસરે છે વ્હાલું ઇરાન.
હઝારાન સલામો હઝારાન હઝાર,
કરે છે વીલાપ જહાન જોઈ અવતાર.
જેના પયરપર જુકતીતી જહાન,
આજે ખાકમાં તે રોળે છે ઇરાન.
રડે હાલ જોઇ ખુદ ફલકને કમર,
રહી સજ બુરખામાં ઇરાન સર.
કરે શમ્સ માહેતમબી જોઇને હાલ,
રડે બેશુમાર જોઈ ઇરાન કંગાળ.
એ સાસાની વંશનું તું આબાદ વતન,
ખુદા તારી હરદમ રહે લેતો જતન.
બનાવ્યો છે આરબાએ ઉજ્જડ તું બાગ,
બુજાયો છે આજ તારો રોશન ચેરાગ.

થયો તારો શાહુબી હેટી લોહી ઠાર,
હુતી જેની કીર્તી જહાન બે કીનાર.
પડયો પડતીમાં યઝદેઝર્દ શહેરીયાર,
થયું વ્હાલું ઈરાન તે દીનથી ખોઆર.
ના રહી જયાં જશ્ને સદેહની નીશાન,
જયાં આતષ કદેહ ઉભું હતું મેઆન.
ત્યાં પત્થરને કંકરનું જુઓ મેદાન,
કલમ શું કરે તેનું કહો આજ બ્યાન.
અહુરીમન જેનીપર થયો છે સવાર,
નીર્દોષોના લેવાને જીવો અપાર.
સલામતી આતષની જોખમાઇ છે જયાં,
હાંસેલ શું રહેવામાં કહોબી કે ત્યાં
ભલે લેતો હાજર છે હમારો જાન,
પાક આતષના નામપેબી એ છે કુરબાન.

ઝમાનાની ગીરદેશે કીધાં લાચાર,
હવે છે હમારી સલામો હઝાર.
વસંત તુજની આજે થઇ છે ખતમ,
શીયાળાએ તુજપે કીધો છે જખમ.
લાચાર કે કરવી પડેછ આજ જુદાઈ,
અફસોસ કે તુટેછ હમારી સગાઇ.
પવનના સુસવાટાઓ તોડે છે દીલ,
ચમકે છે તુફાનની વીજલી કાતીલ.
ભલે તુજથી જઇશુંબી કોષો હઝાર,
ન ભુલશું તુને વ્હાલાં ઇરાન જીનહાર.
સદા રાખશું દીલમાં સજીવન તું યાદ,
કરી જાગૃત દીલમાં ને રહીશુંબી શાદ.
ન લુટાવા દઇશુંબી અમારો પ્યાર,
જો સરજત હશે મળશું હઝારોવાર.

રહેશે જ્યાં સુધી પારસીઓનું બી નામ,
ન ભુલશું અમો તારી આખીર સલામ.
અરે કીશતી ધીમે બસ ધીમે તું ચાલ,
અરે નાવ કયાની તું ધીમેથી હાલ.
અરે ઓ સઢો ના ફુલો રહેમ કરો,
મેળવો હમ વતનને ન બરહેમ ઠરો.
અરે આંખ્યો જરીતો શાંતી તું ધર,
હવે રાખ અંતે ખુદાપે સબર.
હઝારાન સલામો હઝારાન હઝાર,
ફીરોઝગરની તુજને મોબારક આ વાર.



# બુજોર્ગ પીતાની પોતાના બાળકને નસીહત.

સમજ મારા પ્યારા ઓ લખ્તે જીગર,
ન ગફલતની નીંદમાં રહેતો બેખબર.
સદા નેક કામમાં તું જીંદગી ગુજાર,
બદીમાં ન ધરતો કદી ધ્યાન લગાર.
યઝદ કે અમસાસપંદની બંદગી તું કર,
સદા તેમના આશીષ મેળવ તુજ પર.
ન ઓરતને કહેતો તું દીલનો કંઇ ભેદ,
કે ઉપજે જેથી તુજને કોઇ વાતે ખેદ.
દોરવજે તું નેક રાહે ઓરતને આજ,
શીખવજે તું ફરજંદને રાખે તુજ લાજ.
જેથી નહી લાગે કંઇ અપમાનનો દાઘ,
પજરાવજે તું દીલમાં દયાનીજ આગ.

ગુનાહની ગથરીમાં ન નાંખતો તું હાથ,
સવાબ જે કરશે તેજ આવશે તું સાથ.
સદા પાક પરવરથી બીહતો તું રહે,
હરેકને ભલાઈના સખુનો તું કહે.
ન કોઈ સાથે બુરાઈ કે કજીઓ કંકાસ,
છે પરવરની બંદગીમાંજ ઇનશાનની આસ.
હેરેમનથી હરદમ તું ચેતીને ચાલ,
બદીથી સદા તુંજના તનને સંભાળ.
કીનાથી આવે કોઈ લડવાને જયાર,
મીઠાસથી હટાવજે તું નેક રાહે ત્યાર.
હલકાં કે તોછડાંથી રહેજે તું દુર,
બરબાદ ન કરતો તું ઇજ્જત જરૂર.
ગોસ્સાબાજથી તો દુર રહેવામાંજ સાર,
સદા તેમની દોસ્તીથી પામશે તું હાર.
લોભી નીચ તોખમનો યા હોય કોઈ ક્રુર,
ન રાખતો તું સંબંધ ચેતી ચાલ જરૂર.

તવંગરની સેજ પર ન જોતો તું માન,
જરદાર સાથ જમવામાં મોટું અપમાન.
શરાબ તણી સંગમાં તું જોશે હાણી,
શરાબ પીનારાઓથી ચેતજે જ્ઞાની.
નીચ ઓલાદના પાસે ન ઓળતો તું હાથ,
સાંધતો ન તેવા બુરાઓની સાથ.
કપટીની સંગતમાં મોટી છે ભુલ,
આપતો નહીં ઘરનો ભેદ, નીવડશે સુળ.
રહેબર રહી ગરીબનો રાખજે તું રહેમ,
પરવરને કરજે ખુશ રાખી એજ નેમ.
ચેતજે સુવખતમાં આવશે તેજ કામ,
બુરાંથી દુર રહીને દીપાવજે નામ.
જો તુંજથી કોઈ બુજોર્ગ યા ફાજેલ જણાય,
તો તેને માન આપવું ઘટારત કહેવાય.
શરમ જેને લેશ નહી, ન ઉભો રહે ત્યાં,
વડવાઓની ઇજજતની ધુળધાની જ્યાં.

ખયરાતમાં હરદમ રહે તું ઉસ્તવાર,
હરામ માલને ના ગણતો તું હથીયાર,
હયાતી સુધી બેટા રહેજે તું નેક,
જાળવજે ખાનદાનનો મોભોને ટેક.
હાજતમંદની હાજત તું તાળતો રહેજે,
ન ધકકો દઈ હાંકી તું કાઢવા કહેજે.
અંદાજામાં જો સમજે શોભા કોઇ નાંર,
રહી તેની પડખે ખુશ કરજે દાદાર.
દાનાવનેજ તું બેટીનું આપજેબી દાન,
જેનાજ ફરજંદથી બર આવશે અરમાન.
નેકીને વાવજે તું પામશે તેમ નેક,
ન કાંડાના ઝાડે તું શેરડી જો છેક.
ઉમરમાં બેટો તુંજ આવેબી જયાર,
નીશાળમાં મોકલજે કેળવવા ત્યાર.
એલમથી અંધારો પરદો કર દુર,
ને શીખવ કે વાણી કંઇ બોલે ચતુર.

સુખન નેક સમજવાને ખુલ્લા કર કાન,
રાસ્તીની વાતમાં ન કંઈ વાતની તાણુ.
ન ઉમર પર જીવવાનું કરતો રહે માપ,
કરણી કર રૂડી નેક રસ્તો તું કાપ.
હુસ્તાંની સંગતમાં કરતો નહી ધીલ
ખીલશે બાગ મીશાળે તુંજનું ત્યાં દીલ.
બદ ચલણુ ઓરતથી આંખ્યો કર બંધ,
શીખતો નહી તેણીના ફરેબને ફંદ.
જર હોયબી તુજપાસ, છે મોર સમાન,
ઝાડ એકથી બીજા પર ઉડનાર તે માન.
ન કર તું વીશ્વાસ નીજ દોલત પર,
પાંખો છે પૈસાને ન એક તેનું ઘર.
નેકોની મીજલસમાં મેળવજે જ્ઞાન
એમાંજ છે શોભાને એમાંજ છે શાન.
બામદાદે બીદાર થઈ લેજે રબ નામ,
જેથી સફળ તુંજનું જોજે બસ કામ.

ખુરશેદ સમ બનજો તુંજ બુલદ બખ્ત,
દુર થજો જેબી હોય બુરૂં યા સખ્ત.
હમેશ નીજ ઝબાનને રાખજે તું પાક,
કે હેરેમન જળે થઈ દોજખમાં ખાક.
ચોરીમાં ચક્કર ખાઈ કરતો નહી ભુલ,
દેવોના કામ પર તું નાખજે બસ ધુળ.
ખણશે જે કુવો તે પોતેજ પડનાર,
માનજે એમ નક્કી નહી લાભ કંઇ જોનાર.
દાનાઈના મોતીની પરોવીછ માળ,
ફીરોઝગર ઈચ્છે છે ફતેહ આએ સાલ.



# સાસરે જતી દીકરીઓને તેના પીતાશ્રીની આશીર્વાદરૂપી શીખામણો.

પ્યારી બેટી,

તારી માતાએ તને અનેક કીસમના લાડ લડાવી ઘણીક મુશકેલી વેઠી આજે તને ઉંચા દરજજેની પગઠી ઉપર લાવી મેલી છે. એ વેળાએ તને ઘણીક શીખામણોનો વારસો તારી માતા તરફથી મલ્યો છે, પણ જ્યારે તું ગરીબડા પીતાશ્રીના આશીષ માટે તારા લગનના મુબારક દીવસે હાથ જોડી ઉભી રહી છે, તો મારી તર્ફનાખી સો સોનેરી સુખનોનો વારસો હું તને અપર્ણ કરૂં છું.

(૧) સાસરીયાંની પગડીનું પહેલું પગથીયું ચઢતાં તારે એમ વીચારવાનું છે કે એ સીડી પારકી છે, અને તારા માતાપીતાની નથી.

(૨) જે પારકી સીડી ઉપર તું ચઢી છે તે પારકી સીડીએ તું પુંજાતી રહે એવી વળણ ધીમે ધીમે અખત્યાર કરવામાંજ તું સંસારમાં સંપુર્ણ સુખ જોઈ શકશે.

(૩) આશીર્વાદની ક્રીયા ખત્મ થતાં માતાને ગળે વળગતાં તારી ચમકતી ચશમોમાંથી આંસુઓના મોતીઓ વેરણ ખેરણ કરતી ના, પણ એ મુબારક પ્રસંગે હસ્તે મુખડે તારા માત પીતાની કર જોડી રજા માંગજે કે "મારા મુરંબી માતા પીતા, તમારા ચરણે તમારી બેટી આવી

છે. મુબારક આશીષો આપી મને સ.સરે વીદાય કરો, કે મારૂં ભવીષ્ય સુખમાં જાય."

(૪) સાસરાંની પગઠી ઉપર પગ મુક-તાંજ પહેલે મનથી 'યથા'ની યાદ લેજે, અને પછીજ હસ્તે મુખડે તારા ધણીની સાથે જમણો પગ સાસરીયાં ઘરના ઉંબરે મુકી પારકાં ઉંબરને પવીત્ર કરજે.

(૫) સાસુ, સસરા, નરણુ, દેરાણી, જેઠાણી સર્વ એ દીને તારી આસપાસ ભેગાં થશે માટે ખુબ વીચારીને તેઓ સાથે વાતચીત કરજે.

(૬) કોઇને પણ નારાજ થવાને કારણ મળે એવું કશુંજ બોલતી ના.

(૭) બધાં સાથે મન મુકીને વાતચીત કરજે.

(૮) સાસુજીને લગનને દીવસથી માયજી તથા સસરાજીને બાવાજી ના માનભર્યા શબ્દોથી બોલાવજે.

(૯) નરણો અને દેરાણી જેઠાણીને તારી નાની મોટી બહેન સમાનજ લેખજે, અને કામ પડવે કાગજપત્ર લખતી વેળાએ પણ "વહાલી બહેન" થીજ શરૂ કરજે.

(૧૦) ધણી તે તારા સરનું તાજ છે, તારા સંસારની શૌભા છે, તારા હાથનો શણગાર છે, તારા સુખની નાવ છે, માટે સ્નેહ સરીતામાં તારી કીશતીને સલામત કીનારે દોરવવા ચાહતી હોય તો તારા ધણીને સુખી અને સદા ખુશીજ કરજે.

(૧૧) "મારા માતાજી પીતાજીને તમો ખુશી કરશો તોજ હું પણ તમોને ખુશી

કરશ" એવું બેવકુફીભર્યું મહેણું કદી પણ તારા ધણી તર્ફ ફેંકતી ના. એ કીસમનું બોલવું બેઅદબ, ઉછાછળી, છકેલ, અભણ, અને કમઅક્કલ દુકતીને છાજે છે.

(૧૨) સંસારમાં ધણીને ખુદાતાઅલાએ પોતાની પંકતીનોજ ગણ્યો છે, માટે તેને રાજી રાખવું એ ખુદાને રાજી રાખવા બરાબર છે એમ સમજજે.

(૧૩) જો ધણી પ્રત્યેની ફર્જમાં તું પછાત પડતી જણાશે તો તારો સંસાર ધુળ સમાન સમજજે.

(૧૪) ધણીની મરજી ઉપ્રાંત કોઇ પણ કીસમનું પગલું ભરવા તઇયાર થાય તો તેમાં તારી નક્કી હાણી, નુકશાની માનજે.

(૧૫) જરાક જો તારી ગફલતી થઇ હોય તો ખુલ્લાં દીલથી તારા ખાવીંદ પાસે માફી ચાહજે કે "મારા સરના તાજ મને માફ કરો." ધણી પાસે માફી ચાહવી એ ખુદા પાસે માફી ચાહવા બરાબર છે.

(૧૬) ધણી જો આખો દીવસનું સખ્ત વહીતરૂં કરી સાંજ સમયે થાકેલો પરાકેલો ઘરે પધારે, તો તે વેળાએ તેને રીઝવવાને તારેથી બનતું કરજે. અગરજો તે તરસ્યો હોય તો તુર્તજ ચાહ કાફી તેની સેવા અર્થે હાજર કરજે.

(૧૭) કદી પણ ધણી તર્ફે બેદરકાર બનતી ના, યા ધણીને સામા જવાબો આપતી ના. ખાવીંદ તર્ફે ઝબાં ચલાવવી એના કરતાં જીભના ટુકડા કરી કુતરાંને ખવાડવું લાખો હીસ્સે બહેતર સમજજે.

(૧૮) કદાપી કામની જંજાળને સબબે ધણીજીનો સ્વભાવ બીગડી જાય તો તેને સાચવી લેવાનું કામ તારૂં સમજજે. મર્દની મટોડી ઓરતની આજેજી આગળ ફાવી શકતી નથી, એમ રૂમાલે ગાંઠ વાળીજ રાખજે.

(૧૯) કદી પણ ધણીને માથે જંજાળ હોરતી ના, કેમજે ધણી કામ કરે અને તું સાહેબી કરે એ ખુદા વાજબી નથીજ.

(૨૦) કદાપી તારો ધણી બોચીયું હોય તો તારી ફર્જ છે કે તેને તપાસી લેવો. ધણીને ગરીબ સમજીને તેને વધુ દબાવવો એ મતલબી અને કપીંણુજ ઓરતનું કામ છે.

(૨૧) જો ધણી બુરો અને બદચલણ હોય અને જુલ્મ પાડતો હોય તો શાંતીથી સહન કરી તેને સુધારવાની વેર્તણ કરજે. કેમજે:—

'ભરથાર હોય ભુડો ભલે રાખવું નારી હાથ,
ભુંડોબી રૂડો બને જો ભીડે નારી બાથ.'

(૨૨) અગરજો ધણી દારૂડીયો હોય અને દારૂમાંજ પોતાની અને પોતાની કુટુંબની પાયમાલી કરતો હોય તો તેને તેવા માર્ગથી બચાવવો એ તેની બઈરીની આઈન ફર્જ છે એમ સમજજે.

(૨૩) ધણીજીએ જરાક મ્યુઝીક કરવા કહ્યું હોય યાતો ગાવા વજાડવા હુકમ કીધો હોય તો જરાબી અકડતી ના. પહેલીજ ટકે હાથમાનું કામ પડતું મેળી તેને રીઝવવાને વહેલી વહેલી દોડી જજે.

(૨૪) કદાપી ધણીજીના ખીસામાં બરકતની કોટાઈ હોય તો પગ જોઇનેજ પાથરણું તાણજે, અને જરાક જરાકમાં નાકનું ટીચકુ ચઢાવી "હું તો મારે મહીંરે જાઉ" કરી દોડી જતી ના.

(૨૫) માબાપે મોટે ખાંચરેનું ઘર શોધીને પરણાવી હોય અને સાસુ સસરા જરાક અસલી વીચારના હોય તથા ધણીમાં જોઈતાં મીઠાંના વાખા હોય તો પું દઈને થેકડી કરી તારી કેળવણી ઉપર ફુગરાતી ના. ખરી કેળવણી વડાંઓને માન આપવામાંજ સમાએલી છે એમ જાણજે.

(૨૬) ધણીજીને વા પર વખાતા નાખી, જ્યાં ગયાં ત્યાં પારકી કોમના શખ્સો સાથે

ડેન્સીંગ અને ગાયણો કરવા મંડી જતી ના. એ ફેશન નથી પણ કુધારો છે, સત્યાનાશીની પાંતી છે, એ કાન ચીમટી રાખજે.

(૨૭) ધણીરાજ તે માહરાજ અને પુતરાજ તે ભુતરાજ એ નક્કીજ માનજે. ધણી સમાન દુનીયામાં શણગાર યા સુખ નથી, માટે એક સ્ત્રીએ પોતાનો સંસાર સુખી કરવાને પોતાના પતી તર્ફે ભક્તીભાવ દેખાડવો લાજમ છે.

(૨૮) ધણી ગમે એવો બુરો હોય, પાખંડી પીર હોય, અનીતીનો અમીર હોય પણ તું તારી ફર્જ બજાવવામાં પાછળ હઠતી ના. ખુદા તારી બંદગી અને સબુરીનો બદલો ચંદરોજમાં વાળી આપશે.

(૨૯) નરણે। જાદુ અને છુમંતર કરી તારા સુખમાં ધુળ છાંટવા માંગતી હોય, અને બ્રાહ્મણ જોશીના ઘરે ફરી ફરીને રૂપીયાની થેલીએ। આપી, તને ધણીથી જુદી કરવાની તજવીજ કરે, તો પણ તારૂં અંતકરણ આયના પેરે સાફ રાખજે. ખુદા બુરાઇને। બદલો ભલાઇથીજ આપવાને ફરમાવે છે, માટે સજા કરવાનું પાક ખુદા ઉપર સોંપી દેજે. દાસ કબીર કહે છે કે,

જો તોકો કાંટા બુએ, તોકો તું દે ફુલ,
તોકો ફુલપે ફુલ હય, વાંકો કાંટા સુળ !

યાને જો કોઈ તારા માર્ગમાં કાંટા ફેંકતો હોય તો પણ તું તેના માર્ગમાં ફુલોની સુગંધ વેરવીખેર કરજે, કેમજે કાંટાનું બીછાનું કરનાર કાંટા ઉપરજ સુનાર છે, એ નીશંક માનજે.

(૩૦) રોજ તારી બંદગીમાં તારા ધણીની તંદરોસ્તી અને રોજી ચાહુજે, કેમજે એથીજ તારા કીસમતની બારી ખુલનાર છે.

(૩૧) માબાપ જીંદગી ભર પુગવાના નથી, એ ભુલતી ના.

(૩૨) બાવાજી સરકાર દરબારમાં મોટું માન પાન પામેલા હોય તેથી ધણીને અને સાસુ સસરાને મહેણાં મારી દબાવાની કોશેષ કરતી નહીં, યા જરા તલમાં તસુ ઓછું પડે તો બાવાજીને બોલાવવાની શર્મભરી શેખી કરતી ના. છોકરીના માત પીતાની ફર્જ છે કે હમેશાં તેણીને સારી શીખામણ આપવી, અને તેજ ફર્જ હું તારા પીતાશ્રી દાખલ આજે અદા કરૂં છું.

(૩૩) માબાપને ઘરે બોય બતલરોથી સાહેબી ચલાવી હોય તેથી સાસુ સસરાંને ઘરે પણ કુલીયું ઉંચકતાં "એ! કુ!" કરી સુધાઇ ઉઠતી ના. એમ કરવાથી તારી માતાને તું હસીમાં લાવવા ઉપ્રાંત તારાં ખાનદાનનું નામ કલંક્તિ બનાવશે.

(૩૪) બાવાજીને ઘરે ખોબે ખોબે ખરચવાના રૂપીઆ મળ્યા હોય, અને ગરીબડા ધણીને ત્યાં તેવી સવા પહોરની પાદશાહી આલી શકતી નહી હોય તેથી હરગીઝ મનમાં ઓછું લાવતી ના. બધાજ દીવસો સોનાની થાળમાં ભોજન કરવાના આવતા નથી.

(૩૫) કરકસરને તારી બહેનપણી બનાવજે, કેમજે સંસાર સાગર તરી જવા માટે કરકસર એક ઉમદા સાધન છે.

(૩૬) "હું તો મારે મહીરે કાફીનું કપ વટીક નહી બનાવતી'તી. મારો મેસ્તાઉ બધું ટેબલ ઉપર લાવીને મુકતોતો" એવી હલકાઇ કદી પણ દેખાડતી ના. એમાં તારી કીંમત અંકાઇ જશે. સાસુનો પડતો બોલ ઉપાડી લઇ "માયજી તમો આશાયેશ લેઓ, હું તરકારી સમારીશ" કરી સાસુજીનું કામ ઉલટ સાથે ઉપાડી લેજે. તેમાંજ તારી ઉપર ફુલ ગુંઠાશે.

(૩૭) સાસુ કમજાત હોય અને તારી ગમે એવી ભલાઇ છતાં પણ તને બેદરકાર નફ્કરી અને આખે હાડકાંની ઓળખાવતી હોય છતાં તુ તેથી કંઇ પણ માઠું માનતી ના, કેમજે સાસુને તેની બુરી રીતભાતનો આયંદે પશ્ચાતાપ કરવો પડશે.

(૩૮) જેટલું દુખ તારી ઉપર આવી પડે તેટલું મુગે મોઢે સહન કરજે. સો દીવસ સાસુના તો એક દીવસ વહુનો નક્કીજ આવશે.

(૩૯) સાસુજી બીજી વહુઓ તર્ફ વધુ ઓવરઇ જતી હોય અને તારી તર્ફ સદા પીઠ-જ ફેરવેલી રાખે તો તેથી તારે નાસીપાસ થવાનું નથી. પૈસાવાળી વહુઓ તર્ફ કુદ-રતી સાસુનું જીગર લલચાય એ સંભવીત છે, પણ તેથી તારે કંઈ ખાસ ઓછું લાવવું નહી તારે તો એવા વખતે ધણીની સેવા ખરા મનથી એવી રીતે બજાવી આસપાસ-નાઓને દેખાડી આપવું કે તું ખરેખરી વફાદાર અને પતીવૃત સ્ત્રી છે. દુનીયાની જીભલીનો તું શીકાર ભલે થાય પણ ખુદાની લાકડીનો કદી પણ શીકાર બનતી ના.

(૪૦) માબાપની મોહતાઈ એ તારી મોહતાઇ છે એમ માનતી ના. મોહતાઇ ગરીબોનું તારણ કરવામાં, લાચારોના કષ્ટ કાપવામાં, ભુખ્યાઓની ભુખ ભાંજવામાં, પ્યાસાઓની પ્યાસ છીનવવામાં મુફલેસોના અંગ કફનથી ધાંકવામાં, ઝબાંમાં હુમેશા મીઠાસ ભરી રાખવામાં, બચ્ચાં સાથે પણ નર્મતાથી વાત કરવામાં, હરેક વખતે સબુરી હાંસેલ કરવામાં, રાસ્તી, અશોઈ અને પવીત્રાઇને વળગી રહેવામાં, પાક ખુદાની હરદમ સીતાયશ કરવામાં નીંદાથી દુર રહેવામાં, ધણી વહાલાઓ તર્ફની ફર્જનું કર્જ ફીટાડવામાં, અને વડાંઓને માન આપવામાંજ સમાયલી સમજજે.

(૪૧) જરાજરામાં તકદીરનો દોષ કાઢતી ના, પણ કસુર તારો પોતાનો છે એમ સમજી ફરીફરીને તે ભુલ સુધારવાની કોશેષ કરજે.

(૪૨) કોઈ પણ ચીઝનો ઘણો શોખ રાખતી ના. હદમાં ખાવા પીવાનું રાખજે તથા પહેરવા ઓઢવામાં પણ તારા ખાનદાન અને ધણીનું નામ જળવાયલું રહે એવાજ પોશાકો પસંદ કરતી રહેજે. "પેલીએ પેલેસક્રેપ પહેડયો તેથી હુંબી લેવા દોડી જાઉં" એવું દીલ હરગીઝ દેખાડતી ના. ઘણાજ ભપકા ભર્યાં પોશાક પહેડી બહાર ફરવા નીકળ્યાં તેમાં વડાઇ સમાઇ નથી. એક પરણેલી સ્ત્રીએ પોતાના ધણીની નઝરમાં પોતાની આંકણી કરવાની છે. ભલેને

દુનીયા તેણીને ગમે એવી પણ ફાંકડી લેખતી હોય, પણ જયાં સુધી ખાવીંદને મોઢેથી તેણી ફાંકડી કહેવાઈ નથી ત્યાં સુધી તેણી ફાંકડી નથીજ એ સત્ય માનજે.

(૪૩) અગરજો દાળમાં કેટલું મીઠું નાખવું યા ઘઉંની રોટલી કેમ બનાવવી તે માયજીએ નહી શીખવ્યું હોય તો તેથી તું શર્માઇને બેસી રહેતી ના, પણ સાસુ નરણોની પુંઠ પકડી બધું શીખી લેજે, કે જેથી ભવીષ્યમાં કદાપી દુર દેશાવર જવાનો વખત આવે તો તું તારો સંસાર નીભાવી શકે.

(૪૪) ઘણીક બાઇ સાહેબો માફક આઈતાં હોટેલોના ભોણાં આવે તે ઉપર કુદી પડવાને હરગીઝ મજાહ માનતી ના.

હોટેલની સો વાણી અને ઘરની એકજ વાણી તુને સંતોષ આપશે. ઘર જેવી સગવડ કદી પણ હોટેલમાં મળનાર નથી એ રૂમાલે ગાંઠ વાળી રાખજે.

(૪૫) ઘણીક સહીઓનું મેજરૂં પસંદ કરતી ના તથા તેઓનાં કહેવાં ઉપર પણ કાન દેતી ના. દુનીયાને મોઢે કાંઇ તાળું હોતું નથી. જેને જે ફાવે તે કહે, પણ તેથી એમ નથી થડતું કે તારે બધું ખરૂંજ માની લેવું. સમજજે સો નું પણ કરજે મનને ગમતું. મન ઉપરનો કાબુ હરગીઝ ખોહતી ના. મન એ મોટી ચીઝ છે. મનને કેમ મનાવી લેવું એ તારા હાથમાં છે. દુનીઆમાં જેણે મનને વશ કીધું છે તેજ ખરૂં સુખી ઇનશાન છે.

(૪૬) ઘડીઘડી મેળાવડાઓમાં કુદી પડવાને ઉલટ દેખાડતી ના. જાહેર મેળાવડાઓ બધાજ નીતી ભક્તિના પાઠો શીખવતા નથી. કેટલાક મેળાવડાઓ ખાલી પેટનો ખાડો પુરવા થકી ઉભા કરવામાં આવે છે, કેટલાક મેળાવડો નામ કમાવાની મતલબથી થાય છે, જ્યારે સઉથી મોટો મેળાવડો તારા ધણી વ્હાલાંઓનો સમજજે. તેમાંજ તારી સર્વ ખુશાલી અને આબાદી લેખજે.

(૪૭) નાદાન દુકતીઓની બેવકુફી ભરી વાતો ઉપર હરગીઝ ધ્યાન આપતી ના, હમેશાં તેઓને તોડી પાડવાની કોશેષ કરજે, તથા સારીજ શીખામણોના પાઠો તેઓને સમજાવતી રહેજે, જેથી તું પાક

દાદાર અહુરમઝદ અને તેને મોકલેલા માહાન પયગામબર અશો જરથોસ્તને પણ ખુશી કરી શકશે.

(૪૮) ફેશનના નામ ઉપર હમેશ પુરોજ મુકજે, તથા જે લોકો ફેશનની ડાહી વાતો કરે તેઓથી સો ગાઉ દુરજ નાહસજે. ફેશને લાખો ઘરની પાયમાલી કીધી છે. દુનીયાની સ્ત્રીઓને અનીતીની પગઠીને નમન કરતાં શીખાવ્યું છે, કારૂનનો ખઝાનો લુટાવ્યો છે, પાદશાહોની પાદશાહી ઉપર તોપનો મારો ચલાવ્યો છે માટે એવી દગાખોર ફેશનને બેધારી તલવાર સમજજે અને કદીપણ તેનો શીકાર બનતી ના.

(૪૯) સાદાઇને તારો સાથી બનાવજે. સાદાઇના સદગુણમાંજ તું સદા દીપતી રહેજે.

(૫૦) તારો સણગાર સદા સોહાસણ રહેજો.

(૫૧) નીતીને સદા તારો ચાર બનાવજે. નેકીને સદા સલાહકાર બનાવજે.

(૫૨) ખુદા શીવાય કોઇની ઉપર ભરોસો કરતી ના.

(૫૩) કોઇને પણ દીલનો ભેદ આપતી ના. ભેદ આપવાથી જીંદગીને વબાળ પહોંચશે.

(૫૪) કાચા કાનની કદીપણ બની ધણીને બદનામ કરતી ના. કાચા કાનની ખરાબી એ કહેતી યાદ રાખજે.

(૫૫) જેઓ ઘણીજ મીઠી વાતો કરતાં હોય તેઓથી હરદમ દુર રહેજે. મીઠાસ એ કોઇ વાર ઝેરનું પડ હોય છે.

(૫૬) નીંદા ખોરો તારા ધણી માટે ગમે એવા પણ તારા કાનો ભંભેરે તો તેથી અંજાઈ જઇ તારા સુખનું સત્યાનાસ વાળતી ના. અધુરો ઘડો હમેશા ઘણો છલકાય છે એ ભુલતી નહી.

(૫૭) ઘણા સેંટ લવંડરનો શોખ રાખતી ના, કેમજે તેમાં સ્પીરીટ રહેવાથી ચામડીનો બગાડો કરે છે, તેમજ આંખોનું નુર પણ કમતી કરે છે.

(૫૮) બાલોમાં ભરવા ઘણાજ ઉંચા પરફ્યુમ્ડ ઓઈલનો ખપ રાખતી નહી, કેમજે જેટલાં પરફ્યુમ્ડ ઓઈલ ઉંચા હોય છે તેટલાં તે બાલની ખુબસુરતીની ખરાબી લાવનાર નીવડે છે.

(૫૯) દાંતોને હમેશાં સાફ રાખવાની કાળજી રાખજે કે જેથી કોઇ પણ પ્રકારના જંતુ તેમાં પ્રવેશ કરી દાંતોની ખુબસુર-

તીમાં સડો પેવશ કરે નહી, તથા મોઢુ વાસ મારે નહી. હમેશાં દાંતોની જતણ લેવા માટે ખાધા પછીથી તુર્તજ ગરમ યા થંડા પાણીના કોગળા કરવા અને બને તો કોઈ પણ જાતના દાંતના મંજન યા તુથ પેસ્ટથી દાંતો સાફ રાખવા. દાંતો એ મોઢાંનો ખરો શણગાર છે. જેના મોઢાંની દાબડીમાં દાડમની કળી પેરે દાંતો ચલકે છે તે ખરીજ નસીબદાર સ્ત્રી સમજવી.

(૬૦) આંગળાંના નખો વધારવાં નહી, પણ દર પખવાડીયે તેની જડ એક સરખી કાપતાં આંગળાંની રોનકમાં વધારો થશે લાંબાં નખો એ શયતાનીયતની નીશાની છે. જરથોસ્તી ધર્મ પ્રમાણે નશો છે, અને એ નશાને હમેશાં શરીરથી દુર રાખવાની સ્ત્રી પુરૂષની ફર્જ છે. વળી દરરોજ નખ

સાફ કરવાના બ્રશ વતી નખોનો મેળ કાઢી નાખવો, જેથી હાથ સાફ અને વધુ સુંદર દેખાશે.

(૬૧) કોઇ પણ રીતે બાલોને એવા હોરવા નહી યા બાલના લચ્છાને એવી રીતે "કોમ્બ" કરવા નહી કે જેથી કોઇને પણ બોલવાનું કારણ મળે પફ કાઢયાથી યા પશ્ચીમની પોરીઓ માફક કાનો ઉપર લટકતા બાલના ગુચ્છા દેખાડવાથી ખુબસુરતી વધતી નથી.

(૬૨) કદી પણ હોઠોને લાલ રંગવા નહી. હોઠો ઉપર રંગ લગાડવાથી હોઠોની ખુબસુરતી ઉપર કલંક લાગે છે. પાનની પટી ખાઇ મોઢું લાલ કરવું એઠ સ્ત્રીના દરજ્જાને હલકું લગાડવા જેવું છે, માટે એ અવગુણોથી હમેશાં દુરજ રહેવું.

*

(૬૩) કમરે તાઇટ પટાઓ બાંધવા નહી, કેમજે તેમ થવાથી કોમળ શરીરની અંદરના ભાગોમાં બીગાડો થાય છે. ભવીષ્યની માતા એવી કીસમના પટાઓને લીધે પોતાની ભવીષ્યની ઓલાદનું જાણી બુજીને ખુન કરે છે. દાકતરો વટીક એ કમરે પટા બાંધવાની રીતી તર્ફ ધીક્કારથી જોતા રહયા છે. જુવાન સ્ત્રીઓએ એ બદીથી હરદમ દુર રહેવું.

(૬૪) અંગ ઉપર કોરસેટ યા સાંકડા બ્લાઉઝો પહેરવા નહીં કેમજે તેથી શરીરની કુદરતી ખુબસુરતી કરમાઇ શરીર બેડોળ બને છે.

(૬૫) ઘણીજ ઉંચી એડીના બુટોમાં શોભા સમજતી નાં, કેમજે ઉંચી એડીના

બુટો આંખોનું તેજ ઝાંખુ કરવા સાથે કોઈ દીવસ પગની પાટલીના પણ ટુકડા કરાવે છે, માટે બુટોની પસંદગીમાં મધ્યમ સરનીજ હીલ પસંદ કરજે. જ્યારે શ્રીમંત હાલતમાં હોય ત્યારે તો બને તેટલી બેઠી એડીનાજ બુટો યા સ્લીપર પહેરજે કે જેથી તારા શરીર ઉપર, કોઈ પણ જાતનો ભાર લાગે નહી.

(૬૬) મદમની હુકતીઓ માફક તારા હાથોની બાજુ ઉપર જાડાં સોનાના યા કચ-કડાંના કડાંઓ પહેરતી ના. તેમ થવાથી તું દુનીયાની નજરમાં હલકી પડશે. તારા માત પીતાને અને તારા ધણીને કલંક લગાડશે, તને દુનીયાને તારો ઠઠેરો દેખાડ-વાનો નથી, પણ ધણીમાંજ તારી દુનીયા સમાએલી છે એમ તારે સમજવાનું છે. જે

સ્ત્રી પોતાના ભરથારમાંજ બહેશ્ત ને દોજ-
ખનો ઝળકતો આયનો જોઈ લે છે તેજ સ્ત્રી
સ્ત્રીના મુબારક નામને લાયક છે, પણ જે
સ્ત્રી ઉછાછળાપણામાં અપમાન ભર્યા શબ્દો
અને ખાવીંદને તાણા તપલાથી વીંધી નાખ-
વામાં અને તેને જરા જરામાં કાન પકડી ઉઠ
બેસ કરાવવામાં પોતાનું ખરૂં સુખ સમજે
છે તે સ્ત્રી સદાની દુખી અને કોઈના પણ
આસરા વીનાની છે એમ સમજવું.

(૬૭) ભરથાર વીના એક પણ પરણે-
તરનો છુટકારો નથીજ. જેમ ગુલાબના
કરમાવા સાથેજ તેની સુગંધ પણ કરમાય
છે તેમ ભરથારના આ જહાનથી ગુજર
પામવા સાથેજ સ્ત્રીની જુવાની અને ખુબ-
સુરતી પણ ગુજર પામે છે.

(૬૮) જ્યાં પણ જાય ત્યાં આંખ ઉઘાડી રાખજે, અને કાનના પદઘમો કાટ ખાઇ ગયેલાં હોય એવોજ દેખાવ દેજે. પારકી પંચાતી માથે હોરી લેવામાં કદી પણ મજાહ માનતી ના. એ સદગુણ નથી પણ દુર્ગુણ છે.

(૬૯) જરાક હાથ પગ દુખે તેટલામાં દાકતરોને બોલાવા વીહલી પડી જતી ના. પણ બનતાં સુધી સાસુ નરણોને પુછીને ઘરઘતુ ઇલાજો કરી લેજે. તથા બ્રાંન્ડી, રમ, વાયવરણ, સુંઠ, તીખાં મરી, સાકર, ચાહ, કાફી, કુડનો એ હમેશાં તારા ઘરમાં રાખીજ મેલજે. એ વાણાઓનું હમેશાં કામ પડે છે. જેમ બને તેમ કરકસરથી કામ ચલાવશે તો ધણીજીના ટુંક પગારમાં તું ઘરને સુખી અને સાલેસ બનાવી શકશે.

(૭૦) રોજના પાઈ પુડીંગની શોકીન રેહતી ના તેમજ લાલાજીની પુરી તથા તીખી ચટણીઓ ઉપર તારી નજર દોડાવતી ના. ઘરના એક વાણીના ગોસ ઉપર સંતોષ અને સબુરી રાખજે. તીખાસ એ લોહી બાળી નાખી ઘણા જાતના રોગો પેદા કરે છે. ઘણા મીઠાસથી કરમ થાય છે, તથા ઘણો ફીકાસ કબજીયાત તથા અજીરણ વધારે છે, માટે ખોરાક સહેજ સખારોજ લેજે. તેમાંજ તારા મોઢાનો પટ જળવાશે. બનતાં સુધી ચરબી તેલની ચીજોથી દુરજ રહેજે, તેમજ ઘણા ઘીની વાણીઓ ઉપરથી હાથ ઉઠાવજે, કેમજે તેથી ચરબી શરીરમાં વધી છેવટે વાયુ ભર્યું શરીર કરી મેલે છે, અને કોઈ વેળાએ સંધીવા, તથા જલંદર જેવી બીમારીના શીકાર બનાવી દે છે.

(૭૧) અઠવાડીયામાં બને તો ચાર દીવસ કઠોર જરૂરજ રંધાવજે, કઠોર બહુજ પુષ્ટીકારક ખોરાક છે.

(૭૨) શરીરને સરદી નહી લાગે તે માટે હમેશાં કાંઈ પણ જાતનું ગરમ વસ્ત્ર આંગ ઉપર રાખજે તથા બને ત્યાં સુધી દેહને તપાસી ધણીને દવા દારૂના ખર્ચમાં ઉતારવાથી ચોંકતી રહેજે.

(૭૩) ધણીજીનો પગાર થાય એટલે લાલ વાવટો ઉડારવાની હોંશ રાખતી ના, પણ આખો મહીનો એજ પગાર ઉપર ગબડાવવાનો છે તે નક્કી વીચારજે.

(૭૪) શહીમીટીઓ વાલકેશ્વરની વાઘણ કે મલબાર હીલની માંજર હોય તો તેથી તેઓની પુંઠે ઘસડાવા તું ધોબી તલાવ કે

કોટથી "પાવરા પોઈસ" કરતીના પણુ "મને મારૂં ધોભીતલાવજ મુબારક" એમ જ્યારે પણુ પુછવામાં આવે ત્યારે જવાબ દેજે. એમાંજ તારી હીંમતની કીંમત છે.

(૭૫) નાટકશાળાઓમાં જવાનો શોખ થાય તો ખાસ કરીને ઓરકેસ્ટ્રામાંજ જવાનો અભખરો રાખતીના, પણુ ડરેશ સરકલ પરજ જો ધણીજીનું ખીસું શુક્કાના કરવા ફરમાવતું હોય તો તેથીજ બસ સંતોષ માની લેજે. ડરેશ સરકલમાં બેસ-વાથી નીચાં માબાપના બની જતાં નથી એ નક્કી માનજે.

(૭૬) કોઇને પણુ મોહભાવતાં તીર ટકોરાંથી વીંધી નાખતી ના. બીજાને અપ-માન કરવામાં તું પોતાને અપમાન કરે છે એમ માનજે.

(૭૭) સસરા અને સાસુને હરગીઝ સામા જવાબ આપતી નહી, યા તેઓને "ગામડીયા બોચ, મંગાવી ખુરશીને લઈ ગયાં કોચ" યા "ખોડીયાં ખાપરીયાં" જેવો એલકાબ આપી તેઓના જીગર રંજીદા કરતી નહી. સાસુ સસરાંને કીધેલું અપમાન તે તારા માબાપને અપમાન કીધા બરાબર છે એ ખુબ ધ્યાનમાં રાખજે.

(૭૮) આજનું કામ કાલ ઉપર પડતું રાખતી ના, કેમજે કાલનો ભરોસો નથી. આ કાયા એટલી તો પાંપળી અને પલમાં નલતાઇ જાય એવી છે કે તેનો ઘડીનો ભરોસો કરવો મીઠયા છે, માટે જે કરવું હોય તે ભવ સફળ ઉતારવા થકી આજેજ કરી લેજે.

(૭૯) તારા ઘરમાં મદદનો દસ્ત લેવા થકી કોઈ પણ હુમદીન અર્જ પુકારતો આવે તો તેને હડધુત કરી હાંકી કાઢતી ના, પણ દીલસોજી દેખાડી તેના કહેવા ઉપર તારા કાન દેજે તથા બને ત્યાં સુધી તેને ભરેલે હાથેજ પાછો મોકલજે જેથી જગમાં તારૂં નામ અમર રહી જશે.

(૮૦) મોઢેથી જે બોલ બોલી હોય તે પાછો ખેંચી લેતી નહી, તેમાં તારૂં નામ ખરાબ થશે, પણ વચનને વળગી રહેજે તેમાં ખુદાતાઅલા ખુશ થશે.

(૮૧) જ્યારે પણ અસહ્ય દુખ આવી પડે ત્યારે તુર્તજ બંદગી કરવા બેસી જજે; અને એક ચીતે મન ઉપર કાબુ રાખી ખુદ યાદમાં લીન બની જજે તેથી તારી ઉપર આફતના વાદળો વીટતાં અટકશે, અને તારી મુશકેલી આશાન થશે.

(૮૨) પીરની દરગાહે ફુલોની જાળી નખાવવી, યા દર અઠવાડીયે રોજા ભરાવવા યા હરમાનને તેલ ચઢાવવું કે તાબુત નીચે થંડા પાણીના હાંડા ઘોળાવવા જેવા ગલીચ વહેમોથી તારૂં મગજ મોકળું રાખજે. જરથોસ્તી ધર્મ દુરવંદી રસમો તર્ફે તીરસ્કાર દેખાડવાનું ફરમાન શીખવે છે, માટે ધર્મનાજ મુલ સીધ્ધાંતોને વળગી રહી તારી અવસ્તાનેજ હરદમ તારો સાથી બનાવજે. તેથીજ તારી સફળતા અને આબાદી છે.

(૮૩) મામી માસીઓ, યા કુટુંબી બુઢી ડોસીઓ ગમે એવો પણ સીપલાસ કરે તોએ થંડે કલેજે તેઓની કાસડ કાઢવા અને એટલો જબાનમાં મીઠાસ રાખજે. ગોળે મરતું હોય તેને ઝેરે મારતીના.

(૮૪) ખાવા પીવાનો શોખ થયો હોય તેથી ચાહનું કપ, યા કોલ્ડ ડ્રીંકસનું ગ્લાસ અગાશી ઉપર લઈને ઉભી રહેતી ના. ખાવાપીવાનું લોકોને દેખાડવા માટે નથી પણ રૂડી જીંદગી ગુજારવા માટે આપણે ખાઇએ છીએ.

(૮૫) જરાજરામાં નોકરો અને બોય-બટલરોને ધોબીના ગાંસડા મીશાલે બદલતીના, શરૂઆતથીજ હોળાના નેણ રાખવાથી નોકરો કદી પણ સામા જવાબ દેનાર નથી એવી ખાત્રી રાખજે. બનતાં સુધી "બાઇસાબ"નો મોભો જળવાય એવીજ રીતે કામ લેજે.

(૮૬) જરા જરામાં "Beg your Pardon," "Excuse Me" જેવા અંગ્રેજી બાકયો વાપડવામાં ઉતાવળી થતી ના.

એમાં કેળવણીની કીંમત થઇ જાય છે, પણ જ્યાં જરૂર પડે ત્યાંજ મોકો જોઇ તપાસીનેજ એવા બોલોનો ઉપયોગ કરજે. ડોસાં ડગરાંઓ જેઓએ પાતી ઉપર સહી પણ ઘોળેલી નહી હોય તેઓ પાસે એવા કાપ્રીયા કચરાને તોલના છે.

(૮૭) રસ્તામાં જતાં જતાં પ્યાસ લાગી હોય તો લોકોની મેડની વચ્ચે સોડા લેમન પીવામાં યા મીઠાઈના પડીકાં ઉખેડી ડબુસા મારવામાં હુલકાઈ સમજજે. ઘરને આંગણે મન ભાવતું ખાવા પીવાની કોઈ પણ મના કરતું નથી, પણ જગનું બોલવાનું થાય તેવું કદી પણ કરતી ના.

(૮૮) કોઇ મારામારી કરતું હોય, યા પાડોશીઓ કપાઇ વહરાઈ જતાં હોય તો ત્યાં ઉલટભેર દોડી જતી ના, પણ તું

તારૂંજ ઘર પહેલાં તપાશજે. બલતું ઘર માથે હોરવામાં હાંસેલ નથી.

(૮૯) જો તારેથી કોઈને મદદનો દસ્ત નહી આપી શકાય તો મોઢેથી બોલીને જેઓ શક્તીવાન હોય તેઓ પાસે મદદ જરૂરજ અપાવજે.

(૯૦) ધણીના દોસ્તો ધણીજીને મળવા આવે તો તેઓ સાથે ઘણું ભેળાવાનું અખોડા કરજે, પણ "આવોજી બેસોજી" કહી મીઠું ડોકીયું કરી ત્યાંથી રૂખસદ લેજે, જેથી તેઓના મગજ ઉપર ઘણો સરસ છાપ તારે માટે બેસશે.

(૯૧) આ નગુણી દુનીયામાં ભલાઈ કરીને બદલાની આશા રાખતી ના. બદલાનો આપનાર પરવરદીગાર છે, એ નક્કી માનજે.

(૯૨) જ્યારે બચ્ચાંની માતા થાય ત્યારે બાળકોની બેહદ સંભાળ જાતે લેજે, અને આયાઓની દયા ઉપર તેઓને સોંપતી નહી.

(૯૩) બનતાં સુધી જો દુધની બક્ષેસ ખુદાથી તને નહી થઇ હોય તો દુરવ દોના દુધ ઉપર હરગીઝ બચ્ચાંને ઉછેરતી ના, કેમજે દુરવદોના દુધની અસર તે બચ્ચાં-ઓમાં ઉતરે છે અને તેથી તેઓ જેવું દુધ પીધું હોય તેવાં ગુણદોષ લક્ષણ લે છે.

(૯૪) બાળકોને નાનપણથીજ સારી કેળવણી આપી એવાં હુશ્યાર બનાવજે કે તમો માબાપનું નામ તેઓ જગમશહુર કરે. દીકરાઓ યા દીકરીઓ મેટ્રીક વહેલાં વહેલાં થાય તેની હોંશ નહી રાખતી પણ

બચ્ચાંઓ સારાં સદ્દગુણ સંપાદાન કરેછ કે નહી તે ઉપર નીગાહ રાખજે.

(૯૫) ઘડી ઘડીએ બચ્ચાંને ધમકાવ્યા કરતી નહી કેમજે એકવાર તેઓમાં બીહીક યા હેબત પેસી જવાથી ભવીષ્યમાં તેઓ હીચકારાં નીવડવાની વકી રહેશે.

(૯૬) બાળકોને હમેશાં રોજ સાંજ સવાર ખુલ્લી હવામાં ફેરવવા મોકલજે કે જેથી તેઓની તંદરોસ્તી સુધરી શકે, અને કોઇપણ જાતનો રોગ તેઓ ઉપર હુમલો નહી કરે.

(૯૭) છોકરાંઓને એકલાં ઘરમાં રાખી તું મોજ શોખ કરવા પડી જતીના પણ જેઓ એવી સલાહ આપે તેઓને રોકી પહેલે બચ્ચાં અને પછી તું એમ માની જ્યારે પણ બહારજવું હોય ત્યારે તેઓને તારી સાથમાં લઈ જજે.

(૯૮) બચ્ચાંઓને ગાળ દેતીના તથા સોટીથી ફટકાવતી નહી પણ ડોળાનો ધાક પહેલેથીજ એવો રાખજે કે બાળકો તારો પડતો શુકન ઉપાડી લે.

(૯૯) જેમ બને તેમ બચ્ચાંઓને સુઘડ અને સાફ રહેવાનું શીખવજે કે જેથી તેઓ મેલાં ઘેલાં ફરી તબીયત બીગાડે નહી.

(૧૦૦) તારા બાળકો અને ખાવીંદની સંગમાં તું સદા સુખી શાદ, સંતોષી રહેજે. પાક ખુદા તારો શણગાર સદા સોહામણ રાખે.

લા૦ તારા હકમાં દુવાગો ગુજારનાર,

**તારો બુજોર્ગ પીતા.**

# હઝરત જરથોસ્ત પયગામ્બર સાહેબની જરથોસ્તી દીન બાલ કરતાંબી બારીક કાંય છે?

આપણી બુલંદ જરથોસ્તી દીન બાલ કરતાંબી બારીક છે એ વાતથી ઘણાજ થોડા જરથોશ્તીઓ વાકેફ હોશે, પણ આસરે ૯૦૦ સાલો પહેલાં ગઝની શહેરનાં સુલતાન મહમુદ સબકતગીન ગઝનવીના રાજમાં શહેરના તે વખતના મુસલમાનોએ સુલતાન મહમુદ શાહને ઉશકેરી જરથોસ્તીઓને ફર્જઆત વટલાવી એક દીનના કરવા યાતો કે તેઓની કતલ કરવાની અર્જ કરવાથી સુલતાન મહમુદશાહે તમામ જરથોસ્તીઓને દરબાર ભરી

પોતાની હજુરમાં બોલાવી પોતાના વીચારો તેઓ પાસ જાહેર કીધા અને ખુલ્લું કહયું કે તેના રાજમાં તે બે દીનના માનસોને જોવા માગતો હતો નહી અને તેથી જો જરથોસ્તીઓ મુસલમાન થઈ જાય તો તેઓને શહેરમાં રહેવા દેવા અને આસરો આપવા તે ખુશી હતો, અને નહીતો તેઓને રસ્તા વચ્ચે રવડતા કરી તેઓની કતલ કરાવવા તે ઇંતેજાર હતો. સુલતાન મહમુદશાહ તર્ફથી આ કીસમનું પાપી ફરમાન સમજી ત્યાં હાજર રહેલા ઘણાક જરથોસ્તીઓના દીલો દુખાયાં હતાં. તેઓએ તાબડતોબ તે બાબે મસલહત કરવા થકી સભા ભરી અને એક મતે દાદાર પાસ મોરાદ માંગી સુલતાનને જરથોસ્તી દીનની બરકતથી થોડાક મોજે-

જાઓ કરી બતલાવવાને ઠડાવ કર્યો. આ ઠડાવ અનુસાર દીનના બુજોર્ગ દસ્તુરોએ એક ચોક્કસ બગીચાવાલી જગ્યા પવીત્ર કરી પાક ઈજશનીની ક્રીયાથી પાણીને પાક કરી તે પાણીથી સુલતાનને નાહાન આપી તેના કપડાં પણ પોતાના હાથથી ધોઇને પાદશાહ મહમુદને પહેડાવા થકી આપ્યાં. જે પછી તેઓએ ક્રીયા શરૂ કરી, જેના પ્રતાપે પેહલે દીવસે સુલતાન મહમુદશાહે આકાશ ઉપર લીલા પોશાકમાં સજ થયેલા ફરીશતાઓ જોયા, જેઓના ઘોડા પણ તેજી અને લાલ રંગના હતા. તેઓમાંથી ખુશ શરોદો સમજાતા હતા અને તેઓના ગળાંમાં બાંધેલા ચંગના મધુર અવાઝો સુલતાન મહમુદને અજાયબી ભરી હદ સુધી રીઝવતા હતા. બીજે

દીવસે પણ એજ કીસમનો ચમતકુ
સુલતાન મહમુદશાહે જોયો, જે દીવ
ફીરેશ્તાઓના પોશાકો સુફેદ હ
અને તેઓના ઘોડા પણ સુફેદ રંગ
હુતા, અને તેઓ સર્વ આકાશ ઉપર
આ દુનીયા તર્ફ ધસીને આવતા જણા
હુતા. બન્ને દીવસે આ કીસમના મો
જાઓ જોઇ સુલતાન મહમુદશાહે જરથો
શ્તી દીન માટે આફ્રીનના પુકારો કરી
દીનની તારીફમાં જીગરનો ઉદગાર બહ
કાઢયો. પણ ઇનશાનનું ધાર્યું કદી
થતુંજ નથી. અને ધણીનું ધાર્યુંજ થા
છે તે મુજબ નજીવી ગફલતીથી દીન
દસ્તુરોની ઉમીદ ઉંધી વળી. તે દીવ
ક્રીયા કરનાર બુજોર્ગ દસ્તુરની સુ
દાહાડીમાંથી એક બાલ પાણીના બેડાં

અજાણુપણે ઉડીને પડવાથી તે પાણીનું બેડું અપવીત્ર થયું, અને મહેનત બરબાદ ગઇ એજ. દીવસે શાહ મહમુદે આકાશ ઉપર જોયું કે શયતાનની ફોજ હાથમાં લાથી અને પત્થરા સાથ ઉત્તર તર્ફથી આએ પૃથ્વી તર્ફ બુમો પાડતી ધસી આવતી હતી. સુલતાન આ દેખાવથી બહુજ ચોંકયો, અને દીનના દસ્તુરોને તાબડતોબ બોલાવી તે વીષેનો ખુલાશો માંગ્યો. દસ્તુરો આ બાબદથી ગભરાટમાં પડયા અને અ દેશો કરવા લાગ્યા. એવામાં તેઓ માંહેલા એકની નઝર પાણીનાં બેડાં પર પડી, જેમાં એક સુફેદ બાલ પડેલો ખુલ્લો દેખાયો. તુર્તજ સર્વ સમજી ગયા કે તે બાલની મોહકાણેજ તેઓનું ભણ-તર અપવીત્ર થયું હતું. તેજ ઘડીએ

તેઓએ સુલતાનને ત્યાં બોલાવી તેને પાણીના બેડાંમાં પડેલાં બાલથી રદ ગયેલી ક્રીયાનો ચમતકાર નઝરે નઝર દેખાડી આપી ખાત્રી કીધી કે જરથોસ્તી દીન બાલ કરતાંબી બારીક આએ કારણથી કહેંવાતી હતી કેમજે અજાણપણે પવીત્ર પાણીના બેડાંમાં પડેલા એક સુફેદ બાલે આખી ક્રીયા રદ કરાવી હતી. સુલતાન મહમુદ આ ચમતકારથી બેહદ ખુશી થયા અને જરથોસ્તીઓને ખુશી સાથે તેઓની દીન પાલવાને હુકમ આપ્યો, અને જરથોસ્તી દીન તરફ તે દીવસ પછીથી બેહદ માન અને ફ્રીદાગીરી દેખાડવા લાગ્યો.



# માહાન શાયર ફીરદોશી તુસીના શાહનામામાંથી ચુંટી કાઢેલાં કેટલાંક ગોહરો અને તે ઉપરથી ઉપજતા વીચારો.

---

## પાક દાદારની સીફતમાં.

---

સેતાયશ કુનમ યઝદે પાકરા,
કે ગુયા ઓ બીના કુનદ ખાકરા.
બમુરી દેહદ માલેશો નરરહ શીર,
ફૂનદ પશ શાહ બર પીલે જન્ગી દલીર.
જહાનરા બલન્દી ઓ પસ્તી તોઈ,
નદાનમ ચેઇ હરચે હસ્તી તોઈ.

પાક યઝદાનની સેતાયશ કરૂં છું કે જે સાહેબ ધુળને પણ બોલતી ને જોતી

કરે છે, કે જે ઝનુની વાઘને પણ કીડી પાસે મસલાવી નાંખે છે. જે મચ્છરને પણ હાથી ઉપર મોહતાઇ આપે છે. તારાથીજ ઓ દાદારે જહાનને મોહતાઇ મલે છે, અને હીનપસ્તી પુગે છે. હું સમજી શકતો નથી કે તું શું છે! જ્યાં મારી નઝર દોડેછ ત્યાં તુંજ છે, એમ હું જીગરથી માનું છું.

અઝુ શાદમાની વઝુ હમ ગમીસ્ત,
અઝુયત ફેઝુની વઝુયત કમીસ્ત.

ઓ મર્દ તને સુખ અને સંતાપ બંને ખુદાથીજ મળે છે. તારી આબાદી અને બરબાદી તેનાથીજ છે.

બબીનન્દગાન આફ્રીનન્દહુરા,
નબીની મરન્જાન દો બીનન્દહુરા.

ઓ ઈનસાન તારી જોતી આંખ્યોથી તું ખુદાને જોઈ શકતો નથી માટે આંખોને તું વધારે રંજ અને તકલીફ ના આપ.

તવાના બુવદ હરકે દાના બુવદ,
ઝે દાનેશ દેલે પીર બરના બુવદ.

જે બુદ્ધીમાન છે તેજ બળવાન છે, બુદ્ધી બળથી ઘરડો માનસ પણ જવાન માનસ મીશાળે તાકાટ ધરાવી શકે છે.

"દહાપણ"

ખેરદ અફસરે શહેરયારાન બુવદ,
ખેરદ ઝીવરે નામદારાન બુવદ.
ખેરદ માઈએ ઝેન્દગાની શેનાસ,
ખેરદ ઝેન્દએ જાવેદાની શેનાસ.
ખેરદ રહનુમા યો ખેરદ દેલ ગોશાય,
ખેરદ દસ્ત ગીરદ બ હરદુ સરાય.

દહાપણ પાદશાહના સરના તાજ સમાન છે, અને નામદાર પુરૂષોના બદનનો શણગાર છે દહાપણ જીંદગી ભરની દોલત

અને અમર વસ્તુ છે. દહાપણ તારો રહે-નુમા છે. દહાપણ ખુશ મીજાઝી આપનાર છે. દહાપણ બન્ને દુનીયામાં મદદ કરે છે.

ખેરદ ચશ્મે જાનસ્ત ચુન બેનગરી,
તો બીચશ્મ શાહાન જહાન નસ્પરી.

ખરૂં જોતાં દહાપણ જીવની આંખ છે. આંખ વીના ઓ મર્દ તું આ જહાનમાં સુખી જીંદગી ગુઝારી શકે નહીં.

નુખોસ્ત આફ્રીનેશ ખોરદરા શેનાસ,
નેગહબાને જાનસ્તો આનરા સેપાસ.
સેપાસે તો ગુશસ્તો ચશમો ઝબાન,
કઝીન સેહ રસદ નીકો બદ્ બીગુમાન.

દાદાર પાકે દુનીયાની તમામ પેદાય-શોમાં અક્કલને પહેલાં પેદા કીધી છે. અક્કલ આત્માની તેમજ તેના ત્રાણુ પહેરેગીર

કાન, આંખ, જીભનું રક્ષણ કરે છે, જે તેણે રખેવાળથીજ ઈનશાનને ભલાઇ અથવા બુરાઈ મળે છે.

ચુ દીદન નેયાબી બશાખે સખુન,
બેદાની કે દાનેશ નેયાયદ બબુન.

જો કાવ્યના વૃક્ષની ડાળી ઉપર ચઢવા છતાં તું દાનાઈના દીદાર નહીજ જોઈ શકે તો જાણજે કે દાનાઈ અનંત અને અપાર છે.

ઝે બદસ્લ ચશમે બેહી દાશતન,
બુવદ ખાક દર દીદહુ અમ્બાશતન.

બુરી બુન્યાદનાથી ભલાઈની આશા રાખવી એ પોતાની આંખમાં ધુળ છાંટવા બરાબર છે,

સરે નાસઝાયાન બર અફ્રાશ્તન,
વઝીશાન ઉમીદ બેહી દાશતન.
સરે રેશ્તએ ખીશ ગુમ કરદનસ્ત,
વયા માર દર જીબ પર્વરદનસ્ત.

ના લાયક માનસોને ઉંચી પડવી અપાવી તેઓથી ભલાંની ઉમીદ રાખી બેસવું તે ગોયા દીવાનાપણું અને ગજવામાં સાંપ પાળવા જેવી બાબદ છે.

ઝે નાપાક ઝાદહ્ મદારીદ ઉમીદ,
કે ઝનગી બેશુસ્તન નગરદીદ સુપીદ.

નાપાકની ઓલાદમાંથી સારાં કામની ઉમીદ રાખી શકાતી નથી. હુબસીને ગમે તેટલો ધોવાથી સફેદ થતો નથી.

દરખ્તી કે તલ્ખસ્ત વયરા સેરેશ્ત,
ગરશ દરનેશાની બબાગે બેહેશ્ત.

વર અઝજુએ ખુલ્દશ બહુન્ગામે આબ,
બબીખ અન્ગબીન રીઝીઓ શીરે નાબ.
સરનજામ ગઉહર બકાર આવરદ,
હમાન મીવએ તલ્ખ બાર આવરદ.

જે ઝાડનું બીજ કડવું હોય તેને જઇને બહેશતના બાગમાં રોપ યા બહેશ્તની નદીમાનું પાણી તથા મધ અને ચોખ્ખું દુધ તું તેના મુળીયાંબી રેડ તો પણ તે બીયાંનીજ અસર દેખાડશે અને કડવાંજ ફળ આપશે.

બઅમ્બર ફોરૂશાન અગર બોગ્ઝરી,
શાવદ જામએ તુ હમહ અમ્બરી.
વગર તુ શવી નઝદે અન્ગેશ્તગર,
અઝુ જોઝ સેયાહી નેયાબી દગર.

જો તું અમ્બર વેચનારને ત્યાં જશે તો કસ્તુરીની સુંગધથી તારાં લુગડાંબી સુગંધી થશે, પણ જો તું કોલસો વેચનારને ત્યાં જશે તો તેની પાસેથી મેસ સીવાય તુને બીજું કંઈ મળશે નહી.

"માહતાબ"

ચરાગીસ્ત મર તીરહ શબરા પસીચ,
બબદ તા તવાની તુ હરગેઝ મપીચ.

ચંદ્રમા તો કાળીરાતનો એક તઈયાર દીવો છે વાસ્તે રાતને કાળી સમજી ઓ મર્દ તું હરગીઝ કાળાં કામો કરતો ના. ભુંડાં કામો રાતે કરશો યા દીસે કરશો પણ તેનો તુને જવાબ આપવાનો છે.

કસી કુ શવદ ઝીરે નખ્લે બલન્દ,
હમાન સાયહ ઝુ બાઝ દારદ ગઝન્દ.

ખરી વાત છે કે જો કોઈ માનસ બુલંદ ઝાડની નીચે આસરો લે છે તો તેના સરપરથી ઝાડનો સાહુયો તડકાનું દુખ દુર કરે છે.

જહાન સરબસર ચુન ફસાનસ્તો બસ,
નમાનદ બદો નીક બર હીચ કસ.

આ દુનીયા તમામ કીસ્સા કહાણી જેવી છે અને કોઇ પર નેકબદ રહેતું નથી.

મગુઈ કે આતશ પરેસ્તાન બુદન્દ,
પરસતન્દએ પાક યઝદાન બુદન્દ.

ફીરદોશી કહે છે કે જરથોસ્તીઓ આતષ પરસ્ત હુતા એમ ના કહો, પણ તેઓતો પાક યઝદાનની પરસ્તેશ કરનારા હુતા, અને આતષને કેબલો કરી બંદગી કરતા હુતા.

ચુમર તાઝે યાનરાસ્ત મહેરાબેસન્ગ,
બદાન ગહ ખુદી આતેશે ખુબરન્ગ.

જે મીશાળ અરબો પત્થરનો મહેરાબને સેજદો કરવાની જગ્યા ગણે છે, તેમ ઈરાનીઓ ઝગઝગતા આતશ તરફ મોહડું કરી બંદગી કરતા હતા.

ન પયવસ્ત ખાહદ જહાન બા તો મહેર,
ઝે નીઝ આશ્કારા નુમાયદત ચહેર.

ઓ મર્દ દુનીયા તારી સાથ માયાથી નહી જોડાશે અને જાહેરમાં તને પોતાનો ચહેરોબી નહી દેખાડશે, માટે આ કાચી કાયા અને આ દોરંગી દુનીઆમાં ભરોસો ના રાખતો.



# સંત કબીરના કેટલાંક પદો અને તે ઉપરથી ઉપજતા વીચારો.

૧

## ખુદાની ખુબી અપાર છે.

સાહેબ તેરી સાહેબી, સબ ઘટ રહી સમાય;
જ્યું મેહેદીકે પાતમે, લાલી લખી ન જાય.

અર્થ--જેમ મેહેદી નામના ઝાડનાં પાંદડામાં લાલ રંગ એટલી હદ સુધી પ્રસરી રહયો છે કે તેનું તોલ થઇ શકતું નથી, તેમ તું હરેક આકારમાં સમાયેલો સરજનહાર છે જેની ખુબી આ ખાકી બંદો શું લખી શકે?

૨

## ભુલયો મુસાફર ભુલામરીમાં તે શું જાણે રામ?

કસ્તુરી કુંડલ બસે, મૃગ ઘુંડે બન માંહી;
ઐસે ઘટ ઘટ રામ હય પર દુનીયા દેખે નાહી.

અર્થ—જેમ હરણીની ડુંટીમાં કસ્તુરી રહેવા છતાં તેની સુગંધ ઉપર હરણી દીવાની બની જંગલ ભટકે છે, તેમ ખુદા આ ખાકી પીંજરમાં સમાએલો છે છતાં આપણને જોવાને આંખો નથી.

૩

પરવરનું તોલ કોણ કરી શકે?

ભારી કહું તો મેં ડરૂં, હલકા કહું તો જીઠ,
મેં કયા જાનું રામકો, નયના કબુહ ના દીઠ.

અર્થ:—અએ પરવર તને માહભારત કહેતાં હું ડરૂં છું, અને હલકો ગણતાં હું જુઠો પડું છું! હું તારી ખુબીઓને શી રીતે ચીતારી શકું, કેમ જે મારી ખાકી ચશમો તને જોઇ શકતી નથી.

૪

## ખુદાની યાદ વીના ખુશાલી શા ખપની?

ચોસઠ દીવા જોડ કર,
ચઉદા ચંદા માંહી;
તીસ ઘર કૈસા ચાંદના,
જીસ ઘર ગોવીંદ નાહીં?

અર્થ:—ચોંસઠ બટીઓ સાથે કરો અને ચઉદ માહતાબની રોશનીવાલી ચાદર પણ ત્યાં બીછાવો પણ જ્યાં ખુદાની યાદ લેવાતી નથી તે ઘર અંધારૂં અને તે જગ્યા નાપાકીથી ભરેલી અને કંગાળ છે.

૫

## કાચ પારખુઓ હીરાની શું કદર કરી શકે?

પરદેશા ખોજન ગયા, ઘર હીરાકી ખાણ;
કાચ મનીકા પારખું, કયું આવે પહેછાંન?

અર્થ:-ઘરને આંગણે હીરાની ખાણુ પડેલી હોવા છતાં અભણુ મુસાફર પરદેશ ધુંડી મારે તો એવા કાચ પારખુઓને હીરાની પરીક્ષા શી રીતે આવડી શકે?

૬

ખુદાના દર્શન કયારે મેળવી શકાય?

જૈસે માયા મન રમે, તૈસે રામ રમાય,
તારા મંડલ છાંડકે, જહાં કેશવ તહાં જાય.

અર્થ:-જેમ નાચીઝ મન દુનીયાની માયામાં લીન બની જવાથી પોતાની ગતી ભુલી જાય છે, તેમ પાક પરવરદીગારના વીચારમાં જે કોઈ ઇનશાન લીન બની આ ફાની જહાનની માયાને વીસારી દે તો તારા મંડલ પણુ છોડીને તે પોતાના સરજનહારની દરબારમાં પહોંચી શકે છે.

૭

### મન ચંગા તો કથરોટમે ગંગા.

સબહી ભુમી બનારસી, સબ નીર ગંગા તોય;
જ્ઞાની આત્મરામ હુય, જો નીર્મલ ઘટ હોય.

અર્થઃ—જેનું મન પાક છે તેને મનથી હરેક સ્થળ કાશી અને બનારસ છે અને હરેક નદી ગંગા જેવીજ નીર્મળ છે, કેમજે પવીત્ર પુરૂષનો આત્માજ ખુદા છે, જેની પવીત્રાઇએ તેને નેક માર્ગે ચઢાવી દીધો છે.

૮

### મુવા બાદ કોઇ ચીજ કામની નથી.

ચલે ગયે સો ના મીલે, કીસકો પુછું બાત;
માત પીતા સુત બાંધવા, જુઠા સબ સંગાત.

અર્થઃ—મુવા બાદ માત પીતા, ભાઇ બહેન પ્રીયા કે સ્નેહી કોઈ સાથે આવનાર

નથી. જે સગું આપણી સાથે આવનાર છે તે આપણી કરણી છે.

૯

## જીંદગી ચાર દીનની છે.

આજ કાલ દીન પંચમે, જંગલ હોગી બાસ;
ઉપર લોકહી ફીરેંગે, ઢોર ચરેંગે ઘાસ.

અર્થ:—આજે નહી તો બે પાંચ દીવસ પછીથી તને જંગલ વાસો કરવાનો છે, અને જે મટ્ટીમાં તું આરામ કરતો હશે તે ઉપરથી હજારો પગલાંઓ રોજના ચાલી જનાર છે અને ઢોરો ઘાસ ચારો મળવનાર છે, માટે તારો ફેરો સફળ કર.

૧૦

## ખુદાની ભક્તી વીના તું સુકાન વગરના વહાણ જેવો છે.

હરીકી ભકતી બીના, ધીક્કુ જીવન સંસાર;
ધુંવા કેરા ધોલરા, જાત ન લાગે વાર.

અર્થ:—પરવરની બંદગી વીના તારો સંસાર ધુળ સમાન છે, કેમજે એ પાપી સંસારને ધુમાડાના ગોટા સમાન ચાલી જતાં વાર લાગનાર નથી.

૧૨

## તારો ફેરો સફળ કર.

મન અપના સમજાઇ લે, આયા ગાફેલ હોય;
બીન સમજે ઉઠ જાયગા, ફોકટ ફેરા તોય.

અર્થ:—અએ ઇનશાન તું પોતાને ઓળખતાં શીખ, કેમજે એમ ગાફીલ જેવો બની જીંદગી મોજ શોખમાં ગુજારશે તો "ફોકટ જન્મ ગુમાવ્યો" એમ સઉ કોઇ કહેશે.

૧૩

## આજનું કામ કાલપર નહી મુક.

કાલ કરે સો આજ કર, આજ કરે સો અબ;
અવસર બીતો જાત હય, ફીર કરેંગે કબ?

અર્થ:—આજનું કામ કાલ ઉપર નહી રાખ, કેમજે વખત વહી જશે અને કહેતી રહી જશે.

૧૩

છત્રપતી પણ દુખ્યો છે.

હુસ્તી ચઢ કર જો ફીરે, ઉપર ચમર ચઢાય;
લોક કહે સુખ ભોગવે, રહે તો દોજખ માહે.

અર્થ:—પાદશાહ હાથી ઉપર અંબારી મુકી ફરે તોએ એમ સમજવું કે તેને માટે દુખનું વાદળ ઘેરાએલુંજ છે, યાને આ જગતમાં કોઇ પણ સુખ્યો તો નથીજ.

૧૪

ભેંસનું પુછડું પકડવે તડાપો દુબવાનો.

કબીર એ સંસારકો, સમજાવું કંઈ બાર;
પુંછજ પકડે ભેંસકો, ઉતરા ચાહે પાર.

અર્થ—હુમેશાં સાદી અકકલ વાપડનારજ પાર ઉતરે છે, પણ જેઓ અક્કલના સમુદરોની સંગત કરે છે તેઓ પોતાનો તડાપો ડુબાડી મારે છે.

૧૫

કોઇની પડતી જોઇ હસતા ના.

પાત ઝરંતા દેખકે, હસતી કુંપલીયાં;
હમ ચલે તુમ ચલીયો, ધીરી બાપલીયાં.

અર્થ—કોઇની પડતી જોઈ હસવું નહી· ચઢતી પડતી સઉ માટે છે. પાંદડાં નીચે પડતાં જોઇને ડાળીઓ હસ્તી બોલે છે કે બહેનો હમો તો હવે ચાલ્યાં પણ તમારી પણ જે વખત જાયછ તેમાં વારી આવશે.

૧૬

કોઇ અમર કાયા લાવ્યું નથી.

ખડ ખડ બોલી ઠીકરી, ઘડ ઘડ ગયે કુંભાર;
રાવણ સરખે ચલ ગયે, જો લંકાકે સરદાર.

અર્થ:-આપણું શરીર તે એક માટીના બનેલાં કુંડા જેવું છે, જે આખરે નાશવંત છે. રાવણ જેવો લંકાનો સરદાર પણ આ માટીની કુંડીને અહીંજ માટી બનવા મુકી ગયો છે. આ ઉપરથી આપણને જોવાનું છે, કે શરીરના પીંજરમાંથી જાનનું પક્ષી જ્યારે ઉડી જાય છે ત્યારે માટીનું શરીર કામ લાગતું નથી.

૧૭

**જબ લગ સાસ તબલગ આસ.**

ધમ્મન ધમતી રહે ગઈ,
બુજ ગયે અંગાર;
એહરન ઠબકા રહે ગયા,
જબ ઉઠ ચલા લોહાર.

અર્થ:-જ્યારે લુહાર ઉઠીને ચાલતો થાય છે અને એરણ ઉપરના હથોડાનો

થોકો પડતો અટકે છે, ત્યારે ધમ્મણ ચાલતું બંધ પડે છે અને અંગારની ભઠ્ઠી થંડી થાય છે એટલે જાનનું પંખેરૂં જ્યારે શરીરના પીંજરમાંથી ઉડી જાય છે ત્યારે તે પીંજર નકામું જેવું પડત પડે છે.

૧૮

ઈનશાન ચીઠ્ઠીનો ચાકર છે.

કાહે ચુનાવે મેડીયાં, કરતે દોડા દોઠ?
ચીઠ્ઠી આઇ રામકી, ગયે પલકમે છોડ.

અર્થ:–એ મુસાફર કાં મોટા મોટા મહેલોને હવેલીઓ બંધાવે છે! શા માટે ધામધુમ કરી રહયો છે!! પરવરદીગારનો હુકમ થતાં પલની વીલંભ લાગવાની નથી યાને તને એક પલમાં આ દુનીયાથી કદમ ઉઠાવવાના છે.

## ૧૯

## દોલત કાંઈ સાથ આવતી નથી.

એક દીન ઐસા હોયગા, કોઇ કીસીકા નાહી;
ઘરકી નારી કોણ કહે, તનકી નારી નાહી.

અર્થ:—જ્યારે તનના ખોલ્યેથી જાન ઉડી જશે ત્યારે કોઈ સાથ આવનાર નથી. જ્યારે તનની નાડી (પલ્સ) ચાલતી બંધજ પડશે ત્યારે તુંને કયાં ભાન રહેવાનું છે કે આ મારી પોતાની બાયડી છે, અને આ મારૂં સર્વસ્વ છે.

## ૨૦

## સંસારમાં સુખી કોઇજ નથી.

સુખીયા ઢુંડત મેં ફીરૂં,
સુખીયા મીલે ન કોય;
જેકે આગે દુ:ખ કહું,
સો પહેલા ઉઠે રોય.

અર્થ:—સારી જગ ઢુંડી રહ્યો પણ કોઇ સુખ્યો જડતો નથી. જેની આગલ

મારાં દુખ ગાવું છું તે પહેલેથીજ પોતાના દુખો રડવા મંડી જાય છે.

૨૧

**ખુદા મહેરબાન તો ગધ્ધા પહેલવાન.**

જીતને તારે ગગનમેં, ઇતને શત્રુ હોય;
કૃપા હય શ્રી રામકી, તો બાલ ન વાંકો હેય.

અર્થ:—આકાશના તારા મીશાળ શત્રુઓ ઉભાતા હોય પણ જેની ઉપર પરવરનો હાથ હોય છે તેનો બાલ પણ કોઇ ઉખેડી શકતું નથી.

૨૨

**ઇનશાન પોતાના તકદીરનો સુકાની છે.**

બખ્ત કહો ભાયગ કહો,
નસીબ કહો નીરધાર;
હજાર નામ મનકો ધરો,
મનહી સરજનહાર.

અર્થ:—બખ્ત કહો, ભાગ્ય કહો, નસીબ કહો યા લલીત કહો, પણ એ નસીબને દોરવનાર તે ઇનશાન ખુદ પોતેજ છે.

૨૩

## ખુદા તારા તનમાં છે.

દેહી નીરંતર દેહરા, તામે પ્રત્યક્ષ દેવ;
રામ નામ સુમરન કરો, કહાં પથ્થરકી સેવ.

અર્થ:—અએ ઈનશાન, પત્થર પુંજવાનું મુકી દે, અને તારૂં દીલ વાંચતાં શીખ. ખુદા ત્યાં રોશન જોત જેવો ઝળકતો છે, માટે શક્તી મુજબ પરવરદીગારની ભક્તી કર.

૨૪

## મનની માલા સઉથી ઉત્તમ છે.

માલા તો મનકી ભલી,
ઓર સંસારી ભેખ;
માલા પહેરે મન સુખી,
તો ઓહરા કે ઘર દેખ.

અર્થ:—તારા ગળાંની આસપાસ ખરા મનની માળા ઓળવ કે જેથી તારૂં મન

ખુદાની યાદમાં લીન બની રહે. સાધુની માળા પહેરવાથી જો ખુદા મળતો હોય તો પછી વોહરાને ત્યાંથી એવી માળાઓ ખરીદવામાં ખોટુંજ શું છે!

## ૨૫

## કપટી થાને કાગડો ભલો!

મન મેલા તન ઉજલા, બગલા કપતી અંગ;
તાસે તો કઉવા ભલા, તન મન એકહી રંગ.

અર્થ:–બહારથી શરીર બરફના ટુકડા જેવું સફેદ પણ હોય, પણ બાતેનમાં કપટનો મેલ ભરેલો હોય તો તેવા પાપી દીલ કરતાં હજી કાળો કાગડો બહેતર છે કે જે બહારનો અને ભીત્તરનો કાળો છે, માટે કપટથી સદા મોકળો રહે.

૨૬

**મારામાંથી હું પણું જતું રહ્યું છે અને**
**હવે તો તનેજ યાદ કરૂં છું.**

તું તું કરતાં તું ભયા, મુંજમે રહી ન "હું"
વારી ફેરૂં નામ પર, જીત દેખું તીત "તું".

અર્થ:—તારાં નામની માળા જપતાં હવે મારામાંથી હુંપણું જતું રહ્યું છે, અને હવે જ્યાં પણ નજર નાખું છું ત્યાં ઓ પરવરદીગાર હું તને અને તનેજ જોઉ છું.

૨૭

**મીઠા બોલોથી દુનીયા જીતી શકાય છે.**

એક શબ્દ સુપ્યાર હય, એક શબ્દ કુપ્યાર;
એક શબ્દે સબ દુશમન એક શબ્દે સબ યાર,

અર્થ:—હમેશાં બોલ બોલતી વખતે વીચાર કરો, કેમજે એકજ શબ્દ મીઠાસના મોંઘરાં વેરે છે, જ્યારે એકજ અપવાદનો શબ્દ ધીક્કારની ધરા ધરૂજાવે છે. એકજ

શબ્દથી દુશ્મની પેદા થાય છે, જ્યારે એકજ મીઠો શબ્દ દુનીયાની દોસ્તી જીતી શકે છે.

## ૨૮

## બોલી બાજી બનાવે છે.

કઉવે કીસકા ધન હરા, કોયલ કીસકો દેત!
મીઠા શબ્દ સુનાયકે, જગ અપના કર લેત.

અર્થ:—દુનીયા મીઠાસથી જીતાય છે, કાગડો કોઇનું ધન હરતો નથી, તેમજ કોયલ કાંઈ મીઠું ગાણું બોલી આપણને દેઈ દેતી નથી, માટે બનતાં સુધી બોલવામાં મીઠાસ વાપરવો.

## ૨૯

## વચન ઉપર અમલ કર.

જઇસી બાની મુખ કહે,
તઇસી ચાલે નાહીં;
મનુષ્ય નહી એ સ્વાન હય,
બાંધે જમપુર જાહીં.

અર્થ:-જે ઝબાનથી બોલી ફરી જાય છે તે ઇનશાન નથી પણ કુતરો છે, જે કાળ યાને મોતથી ઘેરાયલો ફરે છે.

૩૦

## બોલવા કરતાં કરી બતાવ.

કથની બકની છોર ડે,
રહેનીસે ચીત્ત લાય;
નીરખી નીર પીયે બીનાં,
કબહુ પ્યાસ ન જાય.

અર્થ:-મોઢેથી બોલવાનું છોડી દે ને કાંઈ સંગીન કરી બતાવ, કેમજે પ્યાસ પાણી જોયાથી બુજાતી નથી પણ પાણી પીધાથી બુજાવી શકાય છે.

૩૧

## કરણી તેવી પાર ઉતરણી.

સાહેબકે દરબારમે, સાચે કો સીરપાવ;
જુઠા તમાચા ખાયગા, કયા રંક કયા રાવ.

અર્થ:—ખુદાની દરબારમાં સાચ્ચાને સીરપાવ મળે છે, જ્યારે જુઠાને તમાચો ખાવો પડે છે, પછી તે ગરીબ હોય યા તવંગર હોય. પરવરની નઝરમાં કોઇ ઉંચો યા નીચો નથી.

૩૨

## ફીકર ન રાખ!

ફીકર સબકો ખા ગઇ, ફીકર સબકા પીર;
ફીકરકી જો ફાકી કરે, ઉસકા નામ ફકીર.

અર્થ:—ફીકર પોતાની ચક્કીમાં દુનીયાને પીસી રહી છે, પણ ફીકરને જે કચડી શકે છે તેજ ખરો ફકીર યાને સંત છે; યાને જે ખુદાની ભક્તીમાં બીન ફીકરે લીન છે તેજ ખરો ફકીર યાને સાધુ છે.

૩૩

## બુરાઇનો બદલો ભલાઇથી વાળ.

જો તોકો કાંટા બુવે, તાકો તું બો ફુલ;
તોકો ફુલપે ફુલ હય, વાકો કાંટા સુલ.

અર્થ:—જે પણ તારી સાથે બુરાઈ કરે તેનો બદલો તું ભલાઇથી વાળ, કેમજે બુરાંનો બદલો બુરાંથીજ મળશે, જયારે ભલાઇનો બદલો ભલાઇમાંજ આવશે.

૩૪

## સાચ સમાન સુખ નહી.

સાચ બરાબર તપ નહી, જુઠ બરાબર પાપ;
જાકે દીલમે સાચ હય, તાકે દીલમે આપ.

અર્થ:—રાસ્તી જેવું બીજું સુખ કાંઇજ નથી. જુઠાઇમાં જીંદગી ગાળવી એ અગાધ અપરાધ છે, જેના દીલમાં સચ્ચાઈ છે તેને મનથી સર્વ છે.

૩૫

**જેણે ખુદાને નહી પીછાણ્યો તે કાંઇ નહી શીખ્યો.**

પંડીત પઢતે બેદકો, પુસ્તક કરતી લાડ;
ભક્તી ન જાની રામકી, સબે પરીક્ષા બાદ.

અર્થ:—જો ખુદાની ભક્તી કરતાં તને આવડતું ન હોય તો પછી તારા શીક્ષણ ઉપર ધુળ છે, કેમજે તારૂં શીક્ષણ તારીજ હુસી કરે છે કે બીચારો અભણ છે.

૩૬

**નમનતાઇનું નીચાણ કબુલ કરવે મોહટાઇને ઉંચાણ જવાય છે.**

ઉંચા પાની ના ટીકે, નીચાહી ઠહેરાય;
નીચા હોય સો ભર પીયે, ઉંચા પ્યાસા જાય.

અર્થ:—મોભે ચઢયાં પાણી ઉંચા રહેતાં નથી, અને જેમ ઉછાળો મારી મોજો નીચો પડે છે, તેમ કોઇ સાથે નમ્રતા દેખાડવી એમાંજ શોભાને ઉચ પાનદાનની ગવાહી છે.

૩૭

તારા દીલનો પરદો ખોલ, ત્યાં ખુદા છે.

મન મથુરા, દીલ દ્વારકા, કાયા કાસી જાન;
દસમેં દ્વારે હય દેહરા, તામે જોત પીછાન.

અર્થઃ—તારૂં શરીર તે કાશી ગામ છે, અને મન તે મથુરા છે, તારૂં પોતાનું દીલ તેજ દ્વારકાનું પવીત્ર સ્થળ છે જેમાં રહેલા દરવાજાઓમાં દશમે દરવાજે ઝળકતી જોત રોશન છે તેજ ખુદા છે.

૩૮

જેનું કામ તેજ કરે.

ખાંડ પરી જો રેતમે, કીડી હોકર ખાય;
કુંજર કાઢી ના શકે, જો કોટી કરે ઉપાય.

અર્થઃ—રેતીમાં પડેલી ખાંડ કીડીજ ખાઇ શકે છે અને હાથીની ગમે એવી

કોશેષ છતાં તે રેતીમાંથી ખાંડ ઉપાડી શકતો નથી, તેમ જેનું કામ તેનેથીજ થઇ શકે છે.

૩૯

**માંગવા કરતાં મરવું ભલું છે.**

મરૂં પણ માંગું નહી, અપને તનકે કાજ;
પરમારથકે કારને, માંગન ન આવે લાજ.

અર્થ:–પારકાંના ભલાં માટે ભીખ માંગવી ભલી છે પણ પોતાના માટે મરતાં પણ માંગવું નહી.

૪૦

**ગાંઠે ગથ હોય તો આપો.**

સહેજ દીયા સો દુધ બરાબર,
માંગ લીયા સો પાણી;
ખીંચ લીયા સો રગત્ બરાબર,
એહી કબીરા બાની.

અર્થઃ—કોઇને સહેજ પાણી આપવું એ દુધ જેટલું ઉત્તમ છે, પણ માંગી લેવું એ પાણી સમાન છે. વળી કોઇને ઠગીને લુંટી લેવું એ એથી પણ વીશેષ બુરૂં છે માટે ઇનશાન એ શીખ ગોખી રાખ.

૪૧

શકતી મુજબ ભકતી થાય.

જામે જીતની બુદ્ધી, તીતના વોહ કર બતાય;
વાકો બુરા ન માનીયે, બહોત કહાંસે લાય ?

અર્થઃ—સઉ સઉની શક્તી મુજબ કામ કરી શકે છે માટે તેને બુરો કહેવું ખોટું છે, કેમજે તેની બુદ્ધી તેને વધુ કરી બજાવવા મદદ કરી શકતી નથી.



# એચ. એન. જોશીની કું.

**મંગલદાશ મારકેટ, પહેલી ગલી;**

**દુકાન નંબર ૨૧.**

---

**ફેન્સી ચીનાઈ, જેપાનીસ, ફરેન્ચ, ઇંગ્લીશ**

**અને**

**દેશી રેશમી કાપડના વેપારીઓ.**

---

**દરેક જાતના રેશમી કાપડની સસ્તી**

**અને**

**અપ—ટુ—ડેટ દુકાન.**

---

દરેક મેલે તદ્દન નવાજ માલની પેટીઓ.
ખોલવામાં આવે છે.



આ કેતાબ મી. ફીરોજગરે પટેલ મેનશન ગો:વાળીયા ટેંક મધેથી પ્રગટ કરી છે. અને નાદરશા સો. દારૂવાલાએ, અહુ । પ્રીંટીંગ પ્રેસ મધે છાપી છે.